# નગરા નાગરની સ્ત્રિયોમાં ગવાતાં ગીતનો સંગ્રહ.



કરનાર,

ગાળા ભોળાનાથ.

આવૃત્તિ બીજી



અમદાવાદ

આર્યોદય પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૪૦—સને ૧૮૮૪.

કીમત ૮ આના.

# વડનગરા નાગરની સ્ત્રિયોમાં ગવાતાં ગીતનો સંગ્રહ.



કરનાર,

બાળા ભોળાનાથ.

આવૃત્તિ બીજી



અમદાવાદ

આર્યોદય પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૪૦—સને ૧૮૮૪.

કીમત ૮ આનાં.

# પ્રસ્તાવના.



જનોઈ તથા લગ્નાદિ શુભ કાર્યોમાં ગીત ગાવામાં આવે-છે તેમાં બીજીનાતો કરતાં વડનગરા નાગરોનાં તેમાં વળી અમદાવાદના વડનગરા નાગરનાં ગીત ઘણાં સારાં છે તેનો સંગ્રહ કરવો એમ મારા પિતાના મનમાં આવ્યાથી તેમણે મને આજ્ઞા કરી તે ઉપરથી ગીતોની ચોપડીઓમાં તથા મોઢે યાદ હતાં તે ઉતારી આ પુસ્તકમાં સંગ્રહ કરયો છે. કેટલાંક ગીત એવાં છે કે લગ્નમાં અને જનોઇમાં એકજ ગવાયછે માટે તે જુદાં જુદાં ન લખતાં. લગ્નનાં ગીતમાં દાખલ કર્યાં છે.

## બીજી આવૃત્તીની પ્રસ્તાવના.

આ ગીત સંગ્રહની પહેલી આવૃત્તિ સને ૧૮૭૨માં છપાવી હતી, પરંતુ તે ખપી જવાથી લોકોની માગણી પરથી આ આવૃત્તિ કહાડીછે. એમાં કેટલાંક ગીતો ઉમેર્યાંછે, અને કેટલેક ઠેકાણે યોગ્ય સુધારો કર્યોછે. રૂક્ષ્મણી હરણમાંનાં કેટલાંક ગીત પણ ગાવાનો રિવાજ છે, પરંતુ તે બીજી ચોપડીઓમાં છપાયેલાંછે તેથી તે આમાં દાખલ કર્યાં નથી. આ પુસ્તકનો લોકોમાં બહોળો પ્રસાર થાય તેવા હેતુથી એની કીમત ઘટાડીછે. હવે પછીની આવૃત્તિમાં સુધારો વધારો કરવાને જે કોઇ સૂચના લખી મોકલશે તેનો હું આભાર માનીશ.

અમદાવાદ તા૦ ૨૫ માર્ચ સને ૧૮૮૪.

# નાગરનાં ગીત.

## ભાગ ૧ લો.

## जनोइनां गीत.

### ગીત ૧ લું.

ફુલ ડુંગર કેરાં ઝાડવાં, એ ઝાડવાંનાં ન આવડે. મુજને નામ;
મારે આંગણે બડુવો નિત્ય રમેરે.
સુનાના સ્થંભ હીરે જડયારે, એ સ્થંભનાં ન આવડે મુજને નામ;
મારે આંગણે૦
સાંગા માંચીએ બેઠાં પુન્ય કરેરે. એ પુન્યવંતાંનાં ન આવડે મુજને
નામ; મારે આંગણે૦
ઓરડામાં લક્ષ્મી વાસો વસેરે, એ લક્ષ્મીનાં ન આવડે મુજને
નામ; મારે આંગણે૦
સુનાને બહેડે પાણી ભરેરે, એ પાણીઆરીનાં ન આવડે મુજને
નામ; મારે આંગણે૦
ખાંધે કોથળીને ખસમસેરે, એ નાણાવટીયાનાં ન આવડે મુજને
નામ; મારે આંગણે૦
કાંને લેખણને લેખાં લખેરે, એ લેખાવટીયાનાં ન આવડે મુજને
નામ; મારે આંગણે૦
હાથે પાટી ને ખડીયો ખસમસેરે, એ નિશાળીયાનાં ન આવડે મુજ
નામ; મારે આંગણે૦
બારસાખે હસતી બે પૂતળીરે, એ પૂતળીનાં ન આવડે મુજને
નામ; મારે આંગણે૦

વાંકી પાઘડી સોહીએ ભલીરે, એ વરણાગીયાનાં ન આવડે મુજને નામ; મારે આંગણે૦

ગીત ૨ જું.

લીલી ટોપીરે બ્રહ્મચાર ભર્તભરી, મુકીછે માંડવા હેઠ બ્રહ્મ ચાર રડ લઈ રહ્યા;

ઓઢી પહેરી બ્રહ્મચાર સાંચર્યા, પુછેછે નગરીના લોક બ્રહ્મ ચાર ટોપી કયાં ભરી

*અમારાને દાદાજી વહેવારીયા, મુંબાઈ શહેર વહાણ આવ્યાં મુસાફરે ભેટ મોકલી.

ગીત ૩ જું.

સુરત શાહેરની ગુજરી. સમીસાંજે ભરાયરે;

અમુલખ ટોપી વાપરી. જુનાગઢ તારે મોતી,

ટોપી ઉપર મોતીનાં લુમખાં. ઉપર જડીયાછે હીરા,

પહેરો પહેરો બ્રહ્મચાર લાડકા, લાવ્યા તમારા વીરા;

ઓઢી પહેરી બ્રહ્મચાર સાંચરયા. ભાભી જોવાને જાયરે.

ભાભીનાં મનરે પ્રસન થયાં, હઇડે હરખ ન માયરે;

ફુલણ કેરી વાડી, લાવ્યો વનમાળી,

ભાભીનાં મન મોહીએ, લાડકડાને સોહીઓ;

જુઓ જુઓ ટોપી અવનવી, એનાં ઉત્તમ નામરે.

ગીત ૪ થું.

લીલી ટોપીને બ્રહ્મચાર વાંકો અંબોડોરે,

---

* જે પ્રમાણે દાદાજી વહેવારીયા લખ્યું છે તે પ્રમાણે બાપ કાકા મામા ભાઈ વગેરે કહેવા,

સુલતાનની વાડીમાં બ્રહ્મચાર ઉતરીયોરે;
એરે બ્રહ્મચારોનાં દાણ ન લેશોરે, દાણ ન લેશો દલાલીન લેશોરે,
રૂઠડા બ્રહ્મચારીને કોણ મનાવેરે, રૂઠડા બ્રહ્મચારીને દાદા મનાવેરે;
દાદા મનાવીને ખોળે બેસાડેરે, ખોળે બેસાડી જનોઈ પહેરાવેરે.

## ગીત ૫ મું.

સરસ્વતી સ્વામિને વીનવુંરે ગણપત લાગવું પાય;
સંધ્યારે રળીઆમણીરે,
કાશીજીમાં વિશ્વનાથે સંધ્યા બાંધીરે;
એવી સંધ્યા બાંધો બ્રહ્મચાર. સંધ્યારે૦
પ્રાતઃકાળે મધ્યાનકાળે સાયંકાળેરે;
ત્રણે સમે બાંધોની બ્રહ્મચાર. સંધ્યારે૦
જપોને ગાયત્રી કેરા મંત્ર. સંધ્યારે૦
દહેરાસરમાં *કીયા ભાઇએ સંધ્યા બાંધીરે,
એવી સંધ્યા બાંધો બ્રહ્મચાર, સંધ્યારે૦
ઉકેડામાં †કીયાભાઇએ સંધ્યા બાંધીરે,
એવી સંધ્યા ન બાંધશો બ્રહ્મચાર. સંધ્યારે રળીઆમણીરે.

## ગીત ૬ ઠું.

સરોવર પાળેરે પારસ પીપળો, પીપળો ઘોર ને ગંભીરરે;

---

*કીયાભાઇ લખ્યા છે તે ઉપરથી પોતાના ઘરમાં દાદા બાપ વગેરેનું અનુક્રમે નામ દેવું. એમ ઉપલા તથા બીજાં જે જે ગીતમાં કીયાભાઇ લખ્યું હોય તેમાં પણ સમજવું.

† આ વખત જમાઈનું નામ દેવું.

આજનો દહાડોરે અતી રળીઆમણો.

હુંએ તમને પુછુરે બાળા બ્રહ્મચારી, રૂડડા દાદાજી મનાવેરે;

આજનો દહાડો૦

દાદા મનાવીને ખોળે બેસાડે, ખોળે બેસાડીને જનોઈ પહેરાવેરે.

આજનો દહાડો૦

## ગીત ૭ મું.

જનોઇ પહેરોને નંદના નાનડીયા, જનોઇ પહેરોને કુંવર કોડીલા,
જનોઇ સાવસુનાએરે ઘડીયું. જનોઈ હીરા માણેકેરે જડીયું;
જનોઈ મુકતાફળેરે પરોવ્યું, જનોઈ માતા જસોદાએ જોયું,
જનોઇ મોસાળામાંરે આવે. જનોઈ માગી ને માશીરે લાવે,
કડછીવતે ભિક્ષા પીરસે માડી, ભિક્ષાં દેહી બોલે બ્રહ્મચારી,
બ્રહ્મચારી થયા ભગવાન. દંડ સોહીએ જમણીરે ખાંધ;
નાક સાહીને ધરીયુંરે ધ્યાન, આસનવાળી બેઠા ભગવાન;
જનોઈ પહેરોને સામળે રંગે. જનોઈ પહેરોને ડાબી ખંધે.
સંધ્યા બ્રહ્માજીરે ભણાવે, રૂશી સહસ્ત્ર અઠ્યાશીરે આવે,!
સંધ્યા ત્રણેકાળની બાંધી, એક લટ શિખાનીરે બાંધી;
સંધ્યા બાંધીને લીધીરે તાળી, હસવા લાગીરે વ્રજની નારી;
આ તો કઊતક સરખુંરે લાગે, કહાનો દાણ દધીનુંરે માગે,
જનોઈ જોવા જસોદાજી તેડે, ઉભાં દેવકી આંગણા હેઠે,
વાગે પંચ શબ્દને ડોલે, ત્યાં તો માનુની મંગળ બોલે;
વાગે નોબતનેરે નીશાન, પાડવે ચડીયા શ્રી ભગવાન.

## ગીત ૮ મું.

લીલું હીર પીળું હીર રાતું હીરરે, બાળા બ્રહ્મચાર;

હીરની પામરીરે.

ઓઢો પહેરો બાળા બ્રહ્મચાર હીરની પામરીરે,
તમને કાશીએથી વિશ્વનાથે મોકલીરે.

---

## માતાની કંકોતરી.

### મોસાળામાં ગાવાનાં ગીત.

ગીત ૯ મું.

અંબે અખીલ બ્રહ્માંડ બીરાજોછો. બહુ ગાજોછો પૂર્ણ પ્રતાપ;
જગત માંહી આપ, પધારો આ અવસરે.
દેવી મંત્ર કે જંત્ર હું નવ જાણું, નવ જાણું વીધી બહુ જાપ;
વિમોચન શાપ, પધારો આ અવસરે.
તમને સેવે સકળ દેવી દેવતા, વદે વેદ વીશે વિખ્યાત;
કે સર્વનાં માત, પધારો આ અવસરે.
અંબે તુજવીણ નથી કોઈ આશરો, ચીત રાખી સુણો મારી વાત;
છો માત ને તાત, પધારો આ અવસરે.
રાજ રાજેશ્વરી દેવી અંબીકા, ભવ તારણી જન સુખકાર;
જગત આધાર, પધારો આ અવસરે.
ભાવ નમ્ર કરી વદું તવ ચરણે, શરણે આવી પાડુંછું પોકાર;
લગાડોનવાર, પધારો આઅવસરે.
મન પત્ર ને શ્રદ્ધા લેખણી, ભક્તિ રંગે લખે તારો દાસ,
રાખી વિશ્વાસ, પધારો આ અવસરે.
વહેલાં આવી શોભાવો આ મંડપે. પુજું ચીત લાવી ચર્ણપાસ;

એ છે મારી આશ, પધારો આ અવસરે,
તીથી મહુરત વીચારીને આપો, તે વેળા કરૂં શુભ કામ;
હઈએ ધારી હામ, પધારો આ અવસરે.
નવ જાણું વિધી વીધાનમાં, એક જાણું અંબે તારૂં નામ;
થાય જેથી કામ, પધારો આ અવસરે.
માજી મંડપ શોભા વધારજો, પધારજો ગણેશ ઉત્સંગ.
જામે બહુ રંગ, પધારો આ અવસરે.
ગણુરાજ ગણાધીપતો લાવો; લાવો શંભુ શીવા અરધાંગ;
જટા માંહી ગંગ, પધારો આ અવસરે.
તમે દયા કરો અંબે માવડી, તમે આવોની આજનાં આજ;
સદાશીરતાજ, પધારો આ અવસરે.
શરણે આવ્યાની લાજ વધારો છો, સધારોછો તેનાં સહુ કાજ;
તમે માહારાજ, પધારો આ અવસરે.
અપરાધ લક્ષા વીધી મેં કીધા, તે સામું જોશો નહી માત;
હુ જોડુંછું હાથ, પધારો આ અવસરે.
દીન દાસ તમારોછું હુ માજી. એવું કહેતાં આવ્યાં અકસ્માત;
અંબે સાક્ષાત, પધાર્યાં આ અવસરે.

ગીત ૧૦ મું.

હસ્તિનાપુર થકી પત્રજ આવ્યું વાસુદેવે તે પોતે વંચાવ્યું;
માતા દેવકી કહે તતક્ષણુ.જાવું જીવણજીને મોકલોને મોસાળે.
ઃ સુંદર વરને મોકલોને મોસાળે.
બળ ભદ્ર બાંધવનીરે જોડ, તમે તેડી ચાલો રણછોડ,
જેમ પહોચે બેનાજીના કોડ. જીવણજીને૦ સુંદર૦

તેડી ચાલો ઓધવ આક્રૂડ, સાથે જાદવ સઘળારે સુર,
નથી હસ્તિનાપુર કાંઈ દુર. જીવણજીને૰ સુંદર૰
ઉગ્રસેન એણીપેર બોલે, નહી ધરમ તણે કોઇ તોલે;
જાવું સગાંરે સબંધીને બોલે. જીવણજીને૰ સુંદર૰
પાંચ પાંડવ દાસ તમારા, એ તો વાહાલા સગારે અમારા;
તમે જાઓને જુગના આધારા. જીવણજીને૰ સુંદર૰
શ્રી કૃષ્ણ કહે મારે જાવું, જઈ સગાં સમોતાંરે થાવું,
પાંડવો ઘેર પગરણ આવ્યું. જીવણજીને૰ સુંદર૰
રાય સાંડ્યા તે યજ્ઞની રીતે, પુરૂષોતમ સાંડ્યારે પ્રીતે;
હરી લઇને ચાલ્યા નવનીધે. જીવણજીને૰ સુંદર૰
વિધ વિધ વસ્ત્ર લીધાં અતીસાર, ચીર ચુંદડી મુકતાફળ હાર;
બીજા સાથે લીધા શણગાર. જીવણજીને૰ સુંદર૰
સોળ સહસ્ત્ર એકસો ને આઠ, મળીયા ઠકરાણાના ઠાઠ,
સુભદ્રાજી જુએછે વાટ. જીવણજીને૰ સુંદર૰
સતભામાને જાંબુરેવંતી, રાણી રૂક્ષમણીનેરે રેવતી,
સાથે લક્ષમીજીને રે રતી. જીવણજીને૰ સુંદર૰
સાથે સુભટ મળ્યાછેરે જોડે, છપનકોટી જાદવ ચડ્યા ઘોડે;
વાગે ઢોલ દદામની જોડે. જીવણજીને૰ સુંદર૰
રથ રેવંતા ઝાકઝમાળ, ધોરી કોટે છે ઘુઘરમાળ;
આવી પહોચ્યાછે દીન દયાળ, જીવણજી આવીયારે મોસાળે,
સુંદર વર આવીયારે મોસાળે..
આવી પહોચ્યાછે અંતર જામી, ત્યાંતો ધરમ રહ્યા શીશ નામી,
મળ્યા મેહેતા નરસઈયાના સ્વામી, જીવણજી. સુંદર૰

## ગીત ૧૧ મુ. કંકોતરી.

કંકુ છાંટી કંકોતરી મોકલે, કોડે કહાવે સુભદ્રા બહેન.
વીરા વહેલા આવજો.
દેવ દુંદાળાનેરે લાવજો, એ છે પારવતીનો પુત્ર, વીરા૦
શ્રીકૃષ્ણ બળદેવ એ બાંધવા, પવીત્ર પીતા વાસુદેવ, વીરા૦
પાંચ પાંડવ દાસછે તમ તણા, હર નીશ જપે તમારૂં નામ, વીરા૦
જકત જનેતા દેવકી ને રોહણી, અક્ષણો દશ તમારી માત. વીરા૦
ભત્રીજા ભલા મન ભાવતા, તમ આવે થશે સુખ ચેન, વીરા૦
રાણી રૂક્ષમણીનેરે રેવતી, સતભામાનેરે જાંબુવતી,
રૂડા જોઉ ઠકરાણુંના ઠાઠ. વીરા૦ ભીડ ભંજન મારીરે ભાભીઓ,
સોળ સહસ્ત્ર એકસોને આઠ. વીરા૦
કંથ જેઠ દીયરીઆને કોડ ઘણા, ભાઇ ભવ તારણ ભગવાન, વીરા.
સાથે જાદવ સઘળાને લાવજો, બીજો ઉત્તમ વરણ અનેક, વીરા૦
વેદ વંચીતા વિપ્રને લાવજો, બીજો સરવે કુટુંબ પરિવાર, વીરા૦
થોડું લખ્યું ઘણું કરી વાંચજો, પ્રભુ નોધારાના આધાર, વીરા૦
પ્રતી દ્રષ્ટેરે વહેલા પધારજો, શેષ નાગ ન પામે પાર, વીરા૦

## ગીત ૧૨ મું.

બડવો તે દંડજ વીસરયો, બડવો તે નાઠો જાયરે;
એનો મામો મનાવા જાયરે, એની મામી તે હીંડે મલપતી.

## ગીત ૧૩ મું.

બડુવા કાને કડી હાથે વીંટી હીરે જડીરે;
બડુવો જઈ બેઠોછે દાદાજીને ખોળે ચડીરે;
દાદા મને સુનાનાં જનોઇની હોંસ ઘણીરે;

દાદાએ લંકાગઢ વાહાણ પુરાવીયાંરે;
વાહાણ તો જઈ છાપ્યાંછે લંકાગઢને ગાંદરેરે;
જીરે લંકા ગઢને રાયે રાણે પુછીયુંરે;
મહેતા આવડા સુનાના શારે ખપ પડ્યારે;
અમારે ઘેર છે બાળા બ્રહ્મચાર લાડકારે;
એમને સુનાનાં જનોઈની હોંસ ઘણીરે;

ગીત ૧૪ મું.

મદ પીયો મદ પીયો તેજલડીરે. તારેને જાવુંછે દુરરે.
દુર વસે રાવને રાણોરે. રાણા કહીએ કીયા ભાઈના બાપરે,
એ ઘોડી કીયા ભાઇએ મોકલડીરે, એ ઘોડીએ કીયાભાઈ અસવારરે.

ગીત ૧૫ મું

વળ વળ બડવા દેશાઇને. તમને (તમારા) દાદાજી મનાવેને.
દાદા મનાવી ખોળામાં બેસાડેને, ખોળે બેસાડી જનોઈ પેહેરાવેને.

# લગનનાં ગીત.

## ભાગ ૨ જો.

## ગણેશમાટલી લાવ્યા પછી ઘરમાં ગાવાનું ગીત.

ગીત ૧૬ મું.

ગણેશ પાટ બેસાડીએ, ભલાં નીપજે પકવાન;
સગાં સંબંધી તેડીએ, જો પૂજ્યા હોય મોરાર.
જેને તે આંગણે પીપળો, તેનો તે ધન અવતાર;

સાંજે સવારે પૂજીએ, જો પૂજ્યા હોય મોરાર.
જેને તે પેટ ચાર દીકરા, તેનો તે ધન અવતાર.
ચારે વહુઓ પાયે પડે, જો પૂજ્યા હોય મોરાર.
જેને તે પેટ એક દીકરી, તેનો તે ધન અવતાર.
સાંચ્યાં સુંચ્યાં ધન વાવરે, જો પૂજ્યા હોય મોરાર.
જેને તે આંગણે જોટણી, તેનો તે ધન અવતાર.
સાંજે સવારે દોહી વળે, જો પૂજ્યા હોય મોરાર.
રાતો તે ચુડો મારો રંગ ભર્યો, કોરોને કમખો હાથ,
ઘરચોળે ગડ ભાગીએ, જો પૂજ્યા હોય મોરાર.
કાઠાતે ઘઊંની રોટલી. માંહી ગળગળીયો કસાર.
ભેગાં બેશીને આરોગીએ, જો પૂજ્યા હોય મોરાર.

## પાપડમાં ગાવાનાં ગીત.

### ગીત ૧૭ મું.

મારી આંગળી ભીંજાયરે મારો નખ નમેરે.
મારો ફરકેછે ડાભા પગનો લાંક.
કીયા ભાઈ ઘેર આવશેરે.
મારા કીયા ભાઇ આવ્યા કીયા ભાઈ આવશેરે.
હું તો જોઊંરે મારા કીયા ભાઈની વાટ.
કીયા ભાઇ આવે રંગ રહેશેરે.

### ગીત ૧૮ મું.

જોડે રહેજો રાજ મારૂડીની જોડે રહેજો રાજ.
આવા હુનાળાના દહાડારે, મા૦ સારા સાળુ ખીલાવજોરાજ, મા૦

મારૂડીને પહેરાવજો રાજ, મા૦ આવા ચોમાસાના દહાડારે, મા૦
સાથે છતરીઓ લેજો રાજ, મા૦ મારૂડીને ધરજો રાજ, મા૦
આવા શીયાળાના દહાડારે, મા૦ સાથે દુશાલા લેજો રાજ, મા૦
મારૂડીને ઓરાડજો રાજ, મ૦ તમે લંકાગઢ જાજો રાજ, મા૦
ત્યાંથી સુનાં મંગાવજો રાજ, મા૦ સારી તુશીયો ઘડાવજો રાજ, મા૦
મારૂડીને પહેરાવજો રાજ; મા૦ તમે હળમંત ઘડ જજોરાજ, મા૦
ત્યાંથી રૂપાં મંગાવજો રાજ, મા૦ સારાં ઝંઝીરાં ઘડાવજોરાજ, મા૦
મારૂડીને પહેરાવજો રાજ, મા૦ તમે સુરત શહેર જાજો રાજ, મા૦
ત્યાંથી મોતી મંગાવજો રાજ, મા૦ સારી વાળીઓ બંધાવજો રાજ,
મારૂડીને પહેરાવજો રાજ, મારૂડીની૦
તમે મુંબાઇ શહેર જાજો રાજ, મા૦ ત્યાંથી હીરા મંગાવજોરાજ, મા૦
સારીબંધીઓ જડાવજોરાજ, મા૦ મારૂડીનેકપાળેબંધાવજોરાજ, મા૦
જોડે રહેજો રાજ, વર લાડણીની જોડે રહેજો રાજ.

## ગીત ૧૯ મું.

એક વહેવાઈને ઘેર હસ્તી ઝુલે, નારી કુંજર ડોલેરે.
એક પરણેરે મારી અવરમોંગેરી, પાટ બેઠી બોલેરે.
એક વીનવુંરે જોષીના બેટા, કહ્યાં અમારાં સુણજેરે;
એક જોષ જોજેને મહુરત જોજે, સરસાં લગન લાવજેરે;
એક પરણેરે મારી અવર મોંગેરી, પાટ બેઠી બોલેરે.
એક વીનવુંરે ડોશીડાના બેટા, કહ્યાં અમારાં સુણજેરે;
એક ધાટડી લાવજેને ચુંદડી લાવજે, સરસાં બાંટ લાવજેરે.
એક પહેરશેરે મારી અવર મોંગેરી, હઈયાં મારાં હીસેરે;
એક વીનવુંરે સુનીના બેટા, કહ્યાં અમારાં કરજેરે;

એક ચંદનહાર લાવજે ને ઝુમણાં લાવજે,
સરસી જવાઇ લાવજેરે, એક પહેરશેરે મારી.
એક વીનવુંરે ગાંધીના બેટા, કહ્યાં અમારાં સુણજેરે;
કંકુ લાવજે ને નાડાં લાવજે,
સરસાં શ્રીફળ લાવજેરે, એક લેશેરે મારી,
એક વીનવુંરે માળીના બેટા, કહ્યાં અમારાં સુણજેરે,
મોગરા લાવજે ને ચંપા લાવજે,
સરસા ગુલાબ લાવજેરે, એક સુંઘશેરે મારી.
એક વીનવુંરે સુખડીઆના બેટા, કહ્યાં અમારાં કરજેરે,
પેંડા લાવજે ને બરફી લાવજે,
સરસા ટોપરાપાક લાવજેરે, એક ખાશેરે મારી.
એક વીનવુંરે તંબોળીના બેટા, કહ્યાં અમારાં કરજેરે,
પાન લાવજેને એળચી લાવજે,
સરસાં લવીંગ લાવજેરે, એક મુખવાસ કરશેરે,
એક વીનવુંરે રંગરેજના બેટા, કહ્યાં અમારાં કરજેરે,
છાંટણાં લાવજે ને કસુંબીયાં લાવજે,
ગુલાબી સાળુ લાવજેરે, એક પહેરશે મારી.
એક વીનવુંરે મરૂડીયાના બેટા, કહ્યાં અમારાં કરજેરે,
લીલાં કાંકણુ લાવજે ને ભુરાં કાંકણુ લાવજે,
સરસા ચુડા લાવજેરે, પહેરશેરે મારી અવરમગેરી. હઈ-
યાં મારાં હીસેરે.

## ગીત ૨૦ મું.

ઝંઝીર રાજ લાવજો રંગભેર વાજણા.

હોજી બના એટડો હોયતો લાવજ્જે મોઘા મુલનો,
મહારાજ મોંઘા મુલનો, દેશોટી મોઘા મુલનો, ઝંઝીરરાજ.
હોજી બના બેટડો હોય તો લાવજો સોંઘા મુલની,
મહારાજ॰ દેશોટી॰ ઝંઝીર॰
હોજી બના રૂપાં હોયતો લાવજો હળામંત દેશનાં,
મહારાજ॰ દેશોટી॰ ઝંઝીર.
હોજી બના પેંડા હોયતો લાવજ્જે મથુરાં દેશના,
મહારાજ॰ દેશોટી॰ ઝંઝીર.
હોજી બના પાયગા હોયતો લાવજો રાધનપૂરની,
મહારાજ॰ દેશોઠી॰ ઝંઝીર.
હોજી બના દિલ્લીને દરવાજે બનડો અટકી રહ્યો,
મહારાજ॰ દેશોટી॰ ઝંઝીર.
હોજી બના કાશીના કોટ આગળ બનડો અટકી રહ્યો.
મહારાજ॰ દેશોટી॰ ઝંઝીર.

## ગીત ૨૧ મું.

તારી ચંપક વરણી ચાલ લાડીવર, કેસર વરણાં છાંટણાં.
તમે ચઉટડે નવજાશો લાડીવર, ચઉટાના શેઠીઆ હઠ કરે.
અમે ચઉટાના શેઠીઆને દાણ દઈને,
કુંવારી કન્યાને અમે પરણીશું.
તમે પોળેરે નવ જાશોરે લાડીવર પોળના પોળિયા હઠ કરે,
અમેપોળના પોળિયાને દાણ દઇને, કુંવારી કન્યાને અમે પરણીશું
તમે શેરીએ નવ જાશો લાડીવર, શેરીના શેઠીયા હઠ કરે,
અમે શેરીના શેઠીયાને દાણ દઈને, કુંવારી કન્યાને અમેપરણીશું.

તમે જાનીવાસે નવજાશો લાડીવર, જાનીવાસે સાળીજી હઠ કરે,
અમે સાળીજીને પાયે નમીને, કુંવારી કન્યાને અમે પરણીશું.
તમે તોરણે નવ જાશો લાડીવર. તોરણે સાસુજી હઠ કરે.
અમે સાસુજીને પાયે નમીને, કુંવારી કન્યાને અમે પરણીશું.
તમે માંહ્યરામાં નવ જાશો લાડીવર, માહ્યરામાં સસરાજી હઠકરે.
અમે સસરાજીને પાયે નમીને. કુંવારી કન્યાને અમે પરણીશું.

## ગીત ૨૨ મું,

રાહો તે આંગણે વ્રક્ષ મોર્યો. મેં જાણ્યું જે સુના સમે;
એક ચતુર પીયુડે નીહાળી જોયું, જાણીએ લવીંગ કેરૂં લુમખુ,
એક વાડી વેડાવોને ઘેર લાવો, તેનો ઘડાવો ભમર ઢોલીઓ;
અતલસનાં ઓશીકાંને મશરૂ તળાઈઓ, ગાલે તે ગાલ મસુરીઆં,
કેસર વરણી સોડ તાણી, પુત્ર પહોડયારે વાસુદેવ તણા;
ત્યાં ઉભાં રૂક્ષમણીજી વાય ઢોળે. હાથે તે સવા લક્ષ વીજણો.
એક વાય ઢોળંતાં ને વાત પૂછંતાં, હાથેથી વીજણો રવે ચઢયો,
માગ માગરે ગોરી મનરે રમાણી. પુત્ર ત્રુઠયારે વાસુદેવતણા.
સસરાને સાસુનાં રાજ માગું. છંદ માગુંરે નાની નણદીના;
દીયર જેઠ ઘોડે ચડી આવે, દેરાણી જેઠાણીનાં જોડવાં.
એક રાજ માગુંરે રાજ તમારાં, વ્રદ્ધ માગુંરે મારા વીરા તણી.

## ગીત ૨૩ મું.

તુંતો બોલનીરે મારી વનની કોયલ, તારાને શબ્દ સોહામણા.
કોયલ કેમ કરીરે તમે આ વન વસ્યાં. કેમ કરી ભમર બોળવ્યો.
અમે વન ફળ ચરી ચરી આ વન વસ્યાં, ટઉકે તે ભમર બોળવ્યો.

તમે બોલોનીરે મારા કીયાં વહુગોરાં, તમારા ને શબ્દ સોહામણા.
વહુઅરકેમકરીરેતમેઆ ઘરવસ્યાં, કેમકરીનાવલોકીયાભાઇરીઝવ્યો.
અમે પુત્રતે જોઈ જોઈ આ ઘર વસ્યાં લટકેતે નાવલો રીઝવ્યો.
તમે આવો નીરે મારાં કેઇ બેન ગોરાં,
તમારેને મહીઅર પગરણ માંડીયાં
હું તો આવીશરે વીરા મોટે મંડાણે. આવીશ હસ્તીને ઘોડલે.
એક લળી લળીરે બહેનના વિરાજી પુછે,
ગણેશ [illegible]મણી બહેની શું રે લેશો;
મારે પહેરણુરે વીરા ઝાલને ઝુ[illegible]ાં, હાથે તે હરિત દંતચુડલો;
મારે બેસણુરે વીરા સાંગાને માં[illegible]ો, ઓ[illegible]ણ નવરંગ ચુંદડી;
હું તો રીઝીશરે વીરા લાખ બે લાખે. ગામ લઇશ મારે ગોઠતાં;
એટલુ તે લઈ મારે સાસરે જઇશ. હુંછું સંતોષણ બહેનડી.

ગીત ૨૪ મું.

જીરે સરસ્વતી સ્વામીને વીનવું.
જીરે ગણપત લાગુ પાય, મેં હોડીરે ચુંદડી.
જીરે કોણ રાએ માલજ હોરી[illegible],
જીરે કોણ રાય ખરચે છે દ્રવ્ય મેં [illegible]ડીરે ચુંદડી.
જીરે કોણ રાએ વાણો તેનાંખીઓ. જીરે તાણે તાણ્યો ગુજરાત મેં.
જીરે કીયો રંગારો રંગી ગયો, જીરે કીયે બંધા[illegible] બાંધી ભાત. મેં.
જીરે હોડી પહેરી બેન સાંચર્યાં. અમદાવાદ નગર હેઠ. મેં.
જીરે રાએ તે ઘોડો રાખીઓ, સુલતાને પુછી છે વાત. મેં.
જીરે કોણુસકેરીરે બેટડી. જીરે કોણુસને કુળ વહુ. મેં.
જીરે કોણુસકેરીરે બેનડી, જીરે કોણુસને અરધાંગ. મેં.

### ગીત ૨૫ મું.

જીરે આંબલીઓ થડ થોડો કે ડાળ અતી ઘણી,
જીરે રત્ન પરવાળે મોર મોતીસેરે લુમખાં.
જીરે તે સરે રામચંદ્ર ઉભા કે લંકાં લંકાં ભણે,
જીરે કોઇ મને લંકાં દેખાડે શીતાજીને મેળવે.
જીરે કોઇ તારે સગોરે સહોદર કોઇ તારે સોબતી,
જીરે લક્ષમણ સગોરે સહોદર હનુમાન સોબતી,
જીરે તે તને લંકાં દેખાડે શીતાજીને મેળવે.

### ગીત ૨૬ મું.

લાડડી ચડીરે કમાડ સુંદર વરને નિરખવારે,
દાદાજી મુજને પરણાવો મેં ન્યાળો નીશાળીઓરે,
કહો બેટી કયાં થકો દીઠો કે કયાં તારાં દીલ વસ્યાંરે,
નીશાળે ભણતલો દીઠો અક્ષરે મારાં દીલ વસ્યાંરે.

### ગીત ૨૭ મું.

મારી કમાણીની ચીતરી વાડડી,
મારી શેરીની સોહાંમણી લાડડી,
મેં તો વારીઆંરે મારી કોઇ બેન સુજાન,
પેલા વેવાઇની શેરીએ રમવારે ન જાશો,
તમારા જડીત્ર અંબોડા દેખશે,
પેલા વેવાઈને રડ લાગશે,
વેવાણુ ખોળારે પાથરતી ઘેર આવશે.
કોઈ દોરે દેવરાવો કાઈ દયા કરો,
અમારા કીયા ભાઇ ઉપર મયારે કરો,

## ગીત ૨૮ મું.

કલમલ કંકણુ ને ચુડી, છઈઆ કરતાં કન્યા છે ઘણી રૂડી.
કહેરે છઈઆ શાં પુણ્ય કીધાં, તે પુણ્યે આ કન્યા તું પામ્યો.
કાશીએ જઈને વિશ્વનાથને તેં સેવ્યા, તેરે પુણ્યે આ કન્યા
તું પામ્યો.

## ગીત ૨૯ મું.

એક લીલીશી ઘોડી ને લીલી વછેરી, અવર હરી આ જવ ચરે.
તુજ કારણુરે મારા કુંવર લાડકડા, દાદાજી ઘોડી મુલવે.
એક દાદાજી હરખેને લાખ ખરચે, ધનરે વેવાઇ તારે માંડવે.
માંડવે તે ઉભો વર પાન ચાવે, દીસે તે ગોકુળી કહાનરે.
પાન તે સરખો પાતળો વર, ફુલતે સરખો ફુટડો,
લવીંગ સરખો લાંક વરને, ઇલાઈચી સરખો મસમસે.
સુનાતે સરખી દેહ વરની, રૂપા તે સરખો ઉજળો,
સુરજ સરખું તેજ વરનું, ચંદ્રમા સરખો નીરમળો.
ધન ધનરે એની માડીને, જેણે તે રતનજ જાણ્યું.
ધન ધનરે એની ફોઇને, જેણે તે કોડે નામ પાડીયું.
ધન ધનરે એની કાકીને, જેણે તે કલાવી બોલાવીયો.
ધન ધનરે એની મામીને, જેણે તે મલાવી બોલાવિયો.

## ગીત ૩૦ મું.

મારા ઘર પાછળરે લાલ ડોશીડો‡ વસે,

---

‡ ઉપલા ગીતમાં તથા આગળ બીજાં ગીતમાં ફકત "ડોશીડો" લખીને પછી આગળ બીજા બધાનાં નામ નથી લખ્યાં પણ ૧૯ મા ગીતમાં બધાં નામ લખ્યાં છે તે પ્રમાણે તે તે ગીતના સંબંધ પ્રમાણે નામ દેઇને ગાવાં.

તમે ચુંદડીને મશે પધારો ઝીણા મારૂજી૦
હળવા બોલોરે માનીતીનો ડર ઘણો,
તમે ડર ઘણો તો શાદ આવો ઝીણા મારૂજી૦
હુંતો મોહીરે કેડ વહુના લટકાને.

## ગીત ૩૧ મું.

મારી ચતુર કુંવરીના ચતુર દાદા, ચતુર જોઈ વર લાવજે.
એક રાત રહેજો ને જાત જેજો. આગળ ચોમાસાના દહાડલા.
એક મીણીયાં લેજો ને છત્રીઓ લેજો, તમને ચોમાસું શું કરે.

## ગીત ૩૨ મું.

સરસ્વત સ્વામીને વીનવુંરે વારી,
ગણપત લાગવું પાય સોહ્યરો અજબ બન્યોરે વારી.
અજબ બન્યોરે નંદરાય,પાદશાહે જીજીયો કર્યોરે વારી,
જીજીયો કર્યોરે નંદરાય. શિરપર છત્ર ધર્યોરે વારી.
કાશીમાં વિશ્વનાથ મોહીરહ્યારે વારી, ગયાજીમાં ગદાધર દેવ.સો૦
ઘોડે ચડી જીયાવર સાંચર્યોરે વારી.રાખ્યો મારા દ્રવ્યનો રંગ.સો૦
વર એની તે વર એની કોણ કહેવાયરે વારી,
જાંદરણી થઈને આગળ જાય, સોહ્યરો અજબ૦

## ગીત ૩૩ મું.

મોર બોલે ઊંચારે અવાસમાં મોર બોલેછે.
મોર બોલે વીવાતારે ઘરમાં મોર બોલેછે.
આગે જાઉંતો નદીયો કીનારેરે મોર બોલેછે.

પીછે જાઉંતો સુરત બંગાલરે મોર બોલેછે.
મોર બોલે કીયા ભાઈના કાનમાં મોર બોલેછે,
મોર તેડે કીયા ભાઈને સાનમાં મોર બોલેછે.

## ગીત ૩૪ મું.

રતન બાજંઠીયોને મોતીડે જડીયોરે.
કુંવારી કન્યાએ કાગળ લખીને મોકલીયોરે.
વહેલેરા આવો કીયા ભાઇના વીરારે.
હું કેમ આવું કીયા ભાઇની બેટીરે.
આગળ દરીયો સમુદ્ર ભરીયોરે.
સમુદ્ર ભરીયો તો વહાણ પુરાવોરે.
તેણે બેશી આવો કીયા ભાઈના વીરારે.

## ગીત ૩૫ મું.

મારા ચોક વચે ચાંપલીઓ રોપાવીઓ,
તેને ઉછેરતાં બહુ દિન જાય. ફુલડાંની વેળા માળી લઇને ગયો.
મેંતો હરખેને દીકરા મોટારે કર્યા. તેને ઉછેરતાં બહુ દિન જાય,
કમઇઓની વેળા વહુ વર લેઇરે ગયાં.
મે તો હરખેને દીકરીઓ મોટીરે કરી, તેને ઉછેરતાં બહુ દિન જાય.
ચાકરીઓની વેળા જમાઇ લઈરે ગયો.

## ગીત ૩૬ મું.

લાડી લાલ ઝરૂખેરે બેઠી, મોતીડાં તપે લલાટ.
તને મોકલું મારી રતન પાલખડી, બેશી આવને મેરે લાલ.

તારી રતન પાલખડી ડગમગ ડોલે; દેખીને ડરૂં મેરે લાલ.

### ગીત ૩૭ મું.

વર તારી પાલખડી રાયાં વર નગરમાં જાય,
આપેશું ઉતરીયો રાયાં વર ડોશીડાને હાટ,
ચુંદડીઓ વસાવરે રાયાં વર લાડણીને કાજ,
આછો રંગીલો, છેલ છબીલો મૃગ નયનો,
અતરનો ભીંજેલો રાયાં વર, નગરમાં જાય.

### ગીત ૩૮ મું.

વર તો બહુરે હોંશીલો વર તો બહુરે ખાંતીલો,
વરની ચંપકવરણી ચાલરે નગારાં વાગે ઝીણાં ઝીણાંરે,
વર તો ડોશીડાની શેરી વચે સાંચર્યો,
વરને મીંઢળસોતી જુએ વાટરે, નગારાં વાગે.
ડોશીડાની બેટી રૂપે આગળી,
રંગ રશીઆને રાખ્યો મહેલા માંહીરે, નગારાં વાગે.
મારો નાયક છેજી ગુજરાતનોરે,
મારો કેસરીયો ભીનો ભીનો જાયરે; નગારાં વાગે ઝીણાં ઝીણાંરે

### ગીત ૩૯ મું.

સુડલા કોયલડીને વીનવું રે, આવી રૂડી આંબલીઆની ડાળ,
સરોવરીઆ પાળ મુકીને કોયલ ક્યાં ગ્યાંતાંરે,
શીળારે કીયા ભાઈના માંડવારે, ખાજાના વાળ્યાછે ખડકલારે,
જલેબીએ બાંધીછે પાળ જોવાને અમે ત્યાં ગ્યાંતાંરે.
શીળારે કીયા ભાઇના માંડવારે, ભાંગોના વાળ્યાછે ખડકલારે,

અફીણે બાંધીછે પાળ જોવાને અમે ત્યાં ગ્યાંતાંરે.

## ગીત ૪૦ મું.

જીરે ઇંટ ચણુંને ઘર નીપજે,
નીપજે નીપજેરે રૂડો મેડીને મહોલ–વધાવો મેં સુણ્યો.
જીરે ઓરડાનું માંડણ દીવડો, દીવડાનુંરે માંડણ રૂડી જોત. વ૦
જીરે પરસાળનું માંડણ પારણું, પારણાનુંરે માંડણ રૂડો પુત્ર. વ૦
જીરે મેડીનું માંડણ ઢોલીયો, ઢોલીયાનુંરે માંડણ રૂડો કંથ. વ૦
જીરે પુરૂશનું માંડણ પાઘડી. પાઘડીનુંરે માંડણ રૂડું ફૂલ. વ૦
જીરે સ્ત્રીનું માંડણ રૂડી કંચુલી. કંચુલીનુંરે માંડણ રૂડો હાર. વ૦
હુંતો વારીરે કીયા ભાઈની વાડીને,
વાડીમાં નીપજેરે રૂડો કંકુનો છોડ. વધાવો.
જીરે કંકુ ઘોળુંને રસ નીપજે,
ચાંલ્લા કરશેરે મારી બાળુડીજાન (બહેન). વધાવો.
હુંતો વારીરે કીયાં વહુના લટકાને,
ઘણું ડાહીરે થોડા બોલીરે તારૂં ઘરેણું દેખાડ. વધાવો.
મારે ઝાલને ઊપર ઝુમણાં.
ઘરેણું ઘડાવશેરે કીયાં બહેનનો વીર. વધાવો.

## ગીત ૪૧ મું.

પાટણ ઘડયોરે બાજઠ, અમદાવાદ્ ચીતર્યોરે,
અમદાવાદનો રાય સુલતાન કીયા ભાઇ આવશેરે.
કીયા ભાઇની ગોરી એમ ભણેરે,
સ્વામી મને કલ્લાં ઘડાવો માંડવ હીંડું મલપતીરે,

સાજન મળીયાછે લોક કાંબીઓ મૂકું ઢળકતીરે.

## ગીત ૪૨ મું.

રંગ મહોલમાં તે કોણ કોણ પહોડશે,
રંગ મહોલમાં તે કીયા ભાઇ પહોડશે,
વહુ કીયાં વહુ ઢોળે વાય, આપ પહોડયારે ભમ્મર ઢાલીએ,
રંગ મહોલમાંથી કીયાં વહુ ઉતર્યાં, ઘરેણાના દાબડા હાથ;
બહેનરે કીયાં બહેને પુછીયું, ભાભી આવડાંને ઘરેણાં તે
કયાંરે થકી,
એની તમારા વીરાની સુખ સેજ. આપ પહોડયારે.
પડયા ઘરમાં તે કીયા ભાઇ પહોડશે,
વહુ કીયાં વહુ ઢોળે વાય, આપ પહોડયારે તુટી ખાટમાં,
પડયા ઘરમાંથી કીયાં વહુ ઉતર્યાં, ચીંથરાંના બચકા હાથ
બહેનરે કીયાં બહેને પુછીયું, ભાભી આવડાંને ચીથરાં તે
કયાંરે થકી
એની તમારાને વીરાની સુખ સેજ;
આપ પહોડયારે તુટી ખાટમાં.

## ગીત ૪૩ મું.

નવારે નગરના લવારી, દીવડો ચાંપેશુ ઘડજોરે.
હરતીને ફરતીરે કુદડી, ચોરાશીનું ચાકુંરે.
દીવડો મુકયો શીળા માંડવે, આવે ચોતર્ફ અજવાળુંરે.
કીયાભાઇ વેવાઇએ પુછીયું, દીવડો કોણે મોકલીયોરે.
લાડકડીના બાપે, કીયાભાઈએ મોકલીયોરે.

# રૂક્ષ્મણીનો કાગળ.

## ગીત ૪૮ મું.

રૂક્ષ્મણી લખી કાગળ મોકલેરે, દ્વારકાના નાથરે, જાદવરાય.
કુંદનપુરમાં પધારજોરે,
વાંચીને પત્ર વર્ણવુંરે, હરીભટને હાથરે. જાદવરાય.
સામળીએ તે સાંભળ્યોરે, વહાલે પરણવાની વાતરે, જાદવરાય.
રૂપ તમારૂં રૂદે ધર્યુંરે, નારદજીને મુખરે, જાદવરાય.
તે દિનથી તમ કારણેરે, તજી તરસને ભુખરે, જાદવરાય.
જસ તમારા સાંભળીરે, તૃપ્ત ન થાય મારા કાનરે, જાદવરાય.
આંખડલીએ આંસુ ભર્યાંરે, ભક્ત વત્સલ ભગવાનરે, જાદવરાય.
હું છું હંસના ભાગ્યનીરે, શીયાળ લઈ જાયરે, જાદવરાય.
શિશુપાળ સેના લઇ આવીયોરે, ત્યાં મુજને કરજો સાણરે, જાદવરાય.
હું છું જનમો જનમનીરે, ચરણ કમળની દાસરે, જાદવરાય.
રઘુનાથના સ્વામી સાંભળોરે, અબળાની પૂરજો આશરે, જાદવરાય.
શુકન થયે ભટ આવીયારે, દીઠા હરી સમર્થરે, જાદવરાય.
ભીષ્મકરાય સામા ગયારે, લોક થયા પ્રસન્નરે, જાદવરાય.
વધામણી વિવેકશુંરે, પોતે લાગ્યા પાયરે, જાદવરાય.
વસુદેવ સુતને જોઇનેરે, આપ્યાં આસંન દીધાં માનરે, જાદવરાય.
નર નારી વાતો કરેરે, વર નહી વરવા લાયકરે, જાદવરાય.
વીઠલજી વર હોયતોરે, પુત્રીનાં પૂરણ ભાગ્યરે, જાદવરાય.
શિશુપાળે સાંભળ્યુંરે, જો ત્યાં લાગી વારરે, જાદવરાય.
કુંદનપુરમાં પધારીયારે.
કપટી કપટ કરશે ઘણુંરે, ગાયોનો ગોવાળરે, જાદવરાય.

લગ્ન સમે સહુ સુંદરીરે, પૂજન કરવા જાયરે, જાદવરાય.
પૂજા કીધી પ્રેમશુંરે, માનની મંગળ ગાયરે; જાદવરાય.
આંગણે આવી નીહાળીયુંરે, દીઠા હરી સમર્થરે, જાદવરાય.
કર માંહી કર આપીયારે, બાળકી બેઠી રથ માંહીરે, જાદવરાય.
હરણ કરીને ધૂતીઆરે, રૂક્ષ્મણીને લઇ જાયરે, જાદવરાય.
રઘુનાથના સ્વામી સાંભળોરે, ચરણ કમળની દાસરે, જાદવરાય.
કુંદનપુરમાં પધારીયારે.

## ગીત ૪૫ મું.

પહેલોને સ્તંભ સુના તણોરે, જડીઓછે રતન જડાવ,
ફરતી ચોતર્ફ પુતળીરે, ચિત્રસાળીએ કેઈ વહેવાણનો કંથ,
દેશાવર જાણીયુંરે
નવલ વહેવાઈએ રહીને નીહાળીયાં, નાત વટીયા સાજન આવીયારે.

## ગીત ૪૬ મું.

રંગરસ રંગરસરે રંગરસ, એવો રંગ રાખોરે વહેવાઈ.
રંગરસ પાયલાનો પાશેર, રંગરસ અડધાનો અછેર,
રંગરસ રૂપૈઆનો શેર.
રંગરસ તાજુડે તોળાય, રંગરસ વાડકડે ઘોળાય,
એવો રંગ કીયા ભાઈને કીયાં વહુ, રંગરસ રંગરસરે રંગરસ.

## ગીત ૪૭ મું.

કાળી પામરની તું વાદળીરે.
ન વરશીશ આજનો દિન દરબારી કીયા ભાઇ ભીંજશેરે.
ચિત્રસાળીએ કેઈ વહુના કંથ દફતરીયા કીયા ભાઈ આવશેરે.

# ગોસાંઇજી માહરાજનો આંબો.

## ગીત ૪૮ મું.

સાહેલીરે આંબો મોરીઓ, આંબો અખંડ મંડળથીરે ઉતર્યો;
જેનો વ્રજભુવનમાં વાસ, સાહેલીરે આંબો મોરીઓ.
વાસુદેવે તે મહા બીજ રોપીયું, થયો દેવકી ક્ષેત્ર પ્રસૂત, સાહેલીરે૦
આંબો શ્રી જસોદાજીએ સીંચાયો. જેનો નંદ ગોપ રખવાળ, સા૦
આંબો ચતુર યુગ ચાર પલ્લવ છે, એક લક્ષ સહસ્ત્ર હજાર, સા૦
જેને છપન કોટીરે ઝુમખાં, જેનાં પત્ર બધો સંસાર, સા૦
આંબો ધ્રુ પ્રલ્હાદેરે અનુભવ્યો, જેને વરનારી વ્રજનાર, સા૦
મહા મુનીએ નિગમબીજ રોપીયું, વેદ વ્યાસતણા મુખમાંહી, સા૦
તેનાં ચતુર સ્લોક ચાર પત્ર થયાં, બાર સ્કંધ ડાળાં સાર, સા૦
ત્રૈણુસહસ્ત્ર તેત્રીસ અધ્યા જેના, ઝુમખાં સ્લોક પત્ર હરાડ હજાર, સા૦
જેને શાસ્ત્ર પુરાણ સાખી થયા. તેની છાયા થઈ સર્વસ્થ. સા૦
શ્રીમદ ભાગવત રૂપી ફળ થયું, શ્રુતી સ્મૃતિ સઘળા મંત્ર, સા૦
એક શુક પક્ષી ફળ લઇ ગયો, જઈ બેઠો ગંગાતટ જયાંય, સા૦
તેના ચાખતાંમાં રસ સંરવર્યો. પડયો પરીક્ષતના મુખ માંહી, સા૦
એ કલ્પદ્રુમ કૃષ્ણજી, પૂર્ણ પુરૂષોત્તમ વિશ્વાધાર, સા૦
શ્રી કૃષ્ણજી ભાગવત એક છે, હવે વર્ણવું ત્રીજો પ્રકાર, સા૦
કળીયુગનું કારણ જાણીને, કરવા પુષ્ટિ માર્ગ પ્રકાશ, સા૦
પાખંડ કપટ ખંડન કરવા, પ્રગટયા પુરૂષોત્તમ કલ્પવૃક્ષ, સા૦
ગુણ પત્નના ગંગાધરજી, આદ્યંત લંગ કુળ સાર, સા૦
લક્ષ્મણ ભટે મહા બીજ રોપીયું, મહા પ્રભુ યજ્ઞ અવતાર, સા૦

તેનાં ચતુર યુગ ચાર પત્ર થયાં, લક્ષમણ ભટજી વલ્લભ શામ, સા૦
ત્રીજું પત્ર તે શ્રી બળદેવજી. તે ગોપીનાથજી નામ, સા૦
ચોથું પત્ર શ્રી વીઠલનાથજી. પૂર્ણ પુરૂષોત્તમ દીન દયાળ, સા૦
તેના સાત કુંવર શાખા થઇ. તેની ચોમેર પ્રગટી ડાળ, સા૦
પ્રથમ મોટી ડાળ શ્રી ગીરધરજી, રહ્યા બે સ્વરૂપ સોહાય, સા૦
શ્રી નવનિધ પ્રિયા મથુરાંનાથજી, શ્રી વલ્લભના સેવે ચર્ણ, સા૦
બીજું ડાળ તે શ્રી ગોવિંદજી. નમે વિઠ્ઠલરાયને પાય, સા૦
ત્રીજું ડાળ તે શ્રી બાળકૃષ્ણજી, દ્વારિકાંનાથજીની સેવાય. સા૦
ચોથું ડાળ શ્રી ગોકુળનાથજી. તેના ગોકુળનાથજી નામ, સા૦
પાંચમી ડાળ તે શ્રી રઘુનાથજી,ગોકુળ ચંદ્રમાને રહે શિર નામી,સા૦
છઠ્ઠી ડાળ તે શ્રી યદુનાથજી, બાળકૃષ્ણજીનું સેવન, સા૦
સાતમી ડાળ તે શ્રી ઘનસ્યામજી, તેણે સેવ્યા શ્રી મદનમોહન, સા૦
એ સાતે ડાળો સુંદર બની, સ્વરૂપ સાતને શિર નમાવી. સા૦
તેના લાલ તે નાની ડાળીઓ, રહ્યા કલ્પ વૃક્ષ શોભાવી, સા૦
રૂક્ષ્મણી પદમાવતી આદિ જુમખાં. તેની છાયા થઈ સર્વસ્થ, સા૦
એક બીજ જ્ઞાતાએ સીંચીયું. થયા ચોરાશી વૈશ્નવ પત્ર, સા૦
તેને પુષ્ટિરૂપી ફળ થયું, ભર્યું કૃષ્ણ લીલામૃત જ્ઞાન, સા૦
અષ્ટ કવી ગોપ એનું જાવું, તેણે કીધું પૂર્ણ રસ પાન, સા૦
તેણે પીતાંમાં રસ સરવર્યો, પડ્યો મરજાદીના મુખમાંહી, સા૦
એની શીતળ છાયાએ જે જન ગયા, તે ઉતર્યા ભવપાર, સા૦
જે કોઈ કલ્પ વૃક્ષને શરણે જશે, તેને નહી કાળ કર્મનું બંધાણ, સા૦
તેને માયા જાળ પીડે નહી, ન હોય આવાગમન, . સા૦
આંબો જે ગાયજે સાંભળે, તેને પહોચે મનની આશ, સા૦

તેને ભકિત મુકિત આપે શ્રી નાથજી. તેનો ભગવત ચરણે
નિવાસ, સાહેલારે આંબો મોરીઓ

## ગીત ૪૯ મું.

બનડો ઉતર્યો શીળા બાગમાં સુ બનડા,
હું શા મસે જોવા જાઊં હજારી ગુલ બનડાજી.
હાથમાં તે સાહું ફુલ છાબડી સુણ બનડા,
માળીડાને ઘેર જાઊં હજારી ગુલ બનડાજી.

## ગીત ૫૦ મું.

સાહેબ સુબાની માલણ ગુંથજે ગજરો,
રાયજાદાની માલણ ગુંથજે ગજરો,
તારા ગજરાનો મજરો આપીશ માલણ ગુંથજે ગજરો,
બનો ત્યાંથી તે સુરત શહેર સાંચર્યો બનડો,
સુરત શહેરની સાડીઓ લાવરે બનડા.

## ગીત ૫૧ મું.

ગુંથી લાવજેરે માલણ ગેન ગજરો,
ગેન ગજરોરે ગુલાબની છડી, મોતનકી દડી,
ગુંથી લાવજેરે માલણ ગેન ગજરો,
બનો ત્યાંથી તે સુરત શહેર સાંચર્યો,
સુરત શહેરની સાડીઓ લાવરે બના.
લઈ આવરે બના, ગુંથી લાવજેરે માલણ ગેન ગજરે

## ગીત ૫૨ મું.

બનડાજીરે દીલ્લીને દરબારે નોબત વાગેરે,

બનડાજીરે બનડી ગુલાબ કેરો ગોટોરે.
આજ સાહેલીનો બનડો.
બનડાજીરે લંકાંગઢ વહાણ પુરાઈયોરે,
બનડાજીરે ત્યાં થકી સુનાં મગાઈયોરે.
બનડાજીરે બનડીકું ઝાલ ઘડાઈઓરે,
આજ સાહેલીનો બનડો.

## ગીત ૫૩ મું.

બનડી તારા શહેરમાં દોશીડે માંડયાં હાટ,
ચુંદડી વસાવે મોંઘા મૂલની, મારી બનડી પહેરવા જોગરે.
આણા જુગ જુગના કરોળીઆ, નહીં આવું નાગરવેલ,
તારે કેડે વલંદી કેવડો, તારે ગજ ગજ કેરા લાંકરે, શું કરે ભમર શું સોરરે,
આણા જુગ જુગના કરોળીઆ નહીં આવું નાગરવેલ.

## ગીત ૫૪ મું.

પૂરવ દેશની માલણુ, માલણુ આવજો અમારે દેશરે.
હું કેમ આવુંરે દેશાવળી, આગળ દરીઓ સમુદ્ર ભરીઓરે,
દરિયાની તેડેરે કેવડો, માલણુ તેણે બેશીને ઉતરજોરે.
કીયાભાઈએ સાળુ ખીલાવીયા, માલણુ ઓઢી પહેરી સાંચરજોરે,
માલણુડી મચકો કરે, ન આવે કેઈ વહુની તોલેરે.

## ગીત ૫૫ મું.

સામા સામી ઓરડા લટકણુ બનડાજી.
મારા ચોક વચે રે મારા ચોક વચે રે,

રૂડા દ્રાક્ષનો છોડ મોતનસેં રત્ન જડયાં.
તારા ચોક વચેરે તારા ચોક વચે રે,
રૂડાં મહુડાંના છોડ મોતનસેં રત્ન જડયાં.
મારો લાડકડો મારો લાડકડો,
દ્રાક્ષ વીણી વીણી ખાય મોતનસેં રત્ન જડયાં.
તારી લાડકડી તારી લાડકડી,
મહુડાં વીણી વીણી ખાય મોતનસેં રત્ન જડયાં.
કીયા ભાઈ કીયા ભાઇ સહુ કરે લટકણ બનડાજી.
કીયા ભાઇનાં મોટેરાં નામ, મોતનસેં રત્ન જડયાં.
બારણે ઘોડીલા હણહણે લટકણ બનડાજી,
મોર કરેરે કલ્લોલ મોતનસેં રત્ન જડયાં.
કીયા ભાઇ કીયા ભાઇ સહુ કરે લટકણ બનડાજી,
કીયા ભાઈનાં નાનેરાં નામ મોતનસેં રત્ન જડયાં.
બારણે ગધેડાં હણ હણે લટકણ બનડાજી.
કુતરા કરેરે સોર બકોર મોતનસેં રત્ન જડયાં.

## ગીત ૫૬ મું.

લવીંગ બે લગીયાં લાછી બે લગીયાં,
હાંરે બના જાયફળ મોજા ચખીયાં;
રાવજી કો બેટો દાતણ માગે,
લોટા ભરી આપે વાંકી બનડી બે થેઈ થેઈ.

## ગીત ૫૭ મું.

આવો માલણ બેસોને બેસણેરે,
કરો તમારા ચાંપલીયાનાં મૂલ, માલણ રાણી એમ ભણેરે.

લાખ ખરચોને કીયા ભાઇરે,
લાડકડા જીયાવરને કાજ. માલણ રાણી એમ ભણેરે.

### ગીત ૫૮ મું.

મેડીએ બેઠી રાજવેણ બોલે, મને મારગડો દેખાડો, રાજ બનડા.
હું તો મારગડાને ભુલી, રાજ બનડા.
ઓ જીયાવર તમારારે બાપ, જાણે અરીસ્સાની ખાપ, રાજ૦
ઓ જીયાવર તમારારે વીરા, જાણે વીંટીમાંના હીરા, રાજ૦
ઓ જીયાવર તમારારે મામા, જાણે આંબાડીના આંબા, રાજ૦
ઓ જીયાવર તમારારે કાકા, જાણે વીંટીમાંના આંકા, રાજ૦

### ગીત ૫૯ મું.

લટકાળીરે માલણ લટકેશું ચાલે, લટકે તે જાય માલણ વાડીએ.
લટકાળીરે માલણ ફુલડાં વીણે, લટકે ગુંથેરે ચાંપા ચોસરો.
લટકે તે માલણ વેચવા ચાલી, કોણ લેશેરે તારો ચોસરો.
વણઝારારે કીયાભાઇજ લેશે, લાડકડી કેઇ બહેનને પહેરાવવા.

### ગીત ૬૦ મું.

લાડણી આવડા ને દહાડા તમે કયાં હતાંરે,
અમે દીસે સુતાં ને રાતે જાગતાંરે.
અમે કીયાભાઈ સરીખા સસરા માગતાંરે.

## પાપડ જોવાને વહેવાણો આવે તે વખતે ગાવાનું ગીત.

### ગીત ૬૧ મું.

કાચી ઈંટના બંગલા ચણાવો મેં તો કોડે પગરણ માંડીયાંરે,

એ બંગલામાં જાજમો પથરાવો, મે૦ ગલિચા ઉપર
ગાદીઓ પથરાવો, મેં૦
ગાદી આગળ બાજઠો ઢળાવો, મે૦ બાજઠ ઉપર બાજીયો
ઢળાવો, મેં૦
સુના કેરાં શોગટડાં અણાવો મે૦ પાસે મૂકો પરવાળાના
પાસા, મેં૦
રમશે રમશે કીયાભાઇ દરબારી, મે૦ સામા બેસશે
કીયાભાઈ સરકારી, મેં૦
હાર્યા હાર્યા કીયા ભાઇ સરકારી, મે૦ જીત્યા જીત્યા કીયા
ભાઈ દરબારી, મેં૦
ઘેરગયાને ઘરની નારે પુછ્યું, સ્વામી કોણ હાર્યું કોણ
જીતીયુંરે, મેં૦
હાર્યો હાર્યો લાડી કેરો બાપ મોટાંનું સાજન જીતીયુંરે, મેં૦
હાથીખાણથી હાથીડા શેં ન હાર્યા, સ્વામી દીકરી પરઘેર
હારીયારે.

## ગીત ૬૨ મું.

રંગરાતી મદમાતી રે માલણ ચોસર ગુંથે,
એક ચાંદાને ચાંદરણે તે બેશીને ચોસર ગુંથે.
એક દીવાને અજવાળે તે બેશીને ચોસર ગુંથે,
વચ્ચે જાળી પરવાળી તે મૂકીને ચોસર ગુંથે,
એક પાડાની પાડોશણ કેઇ વહેવાણ જોવાને આવે,
મારા ચોસરને શું જોશોરે ચોસરે જડીઆછે બાપ,
ચોસર લાવે લઇ આવે લાડકડાના કીયાભાઈ બાપ.

## પાપડ જોવાને વહેવાણો આવે તે વખતે ગાવાનું ગીત.

### ગીત ૬૩ મું.

લીલી ઘોડી ને પીળા ચાબકો, ઘોડી ગણુ ગાજે;
લીલીનાં જડીત્ર પલાણ, વહેવાંણુ મારી છંદે નાચે.
છંદે છુંદાવ્યાં છુંદણાં, ઘો० હોંશે રંગાવ્યા કાળા દાંત, વહેવાણ०
નાંચ્યાની આપીશ નાચણી, ઘો० ખુંદયાની ખોટી બદામ, વહેવાણ०
નાચતી નાચતી નીસરી, ઘો० મોહી રહ્યા ચારે દેવ, વહેવાણ०
કાશીમાં વિશ્વનાથ મોહી રહ્યા, ઘો० ગયાજીમાં ગદાધરદેવ, વહેવાણ०
વડનગરમાં હાટકેશ્વર મોહી રહ્યા, ઘોડી ગણુ ગાજે,
રેવાજીમાં કુબેરેશ્વર દેવ, વહેવાણુ મારી છંદે નાચે.

## પીઠી ચોળતી વખત ગાવાનાં ગીત.

### ગીત ૬૪ મું.

સુનાતે કેરાં કચોલડાં રતન કાંસકડી છે હાથરે,
રતન કાંસકડી છે હાથરે.
†બાપ પનોતારે કીયા ભાઈને, માડી સંચારેછે તેલરે.

### ગીત ૬૫ મું.

હાંરે તુંતો ઘોઘાનો ઘાંચી, ઘાણી પીલ સપરમે દહાડે,
માંહી પીલ ડમરો ને મરવો, માંહીપીલ તેલ ફુલેલ.
તે તેલ લાડકડાને ચડશે, મીંઢડાંતે માની જાઈ કરશે,
નાહી ધોઇ બેઠાછે પાટ, જુએછે દાદાજીની વાટ;
દાદાજી કન્યા લઇ આવો.

---

† આ ઠેકાણે દાદા-કાકા- મામા ભાઇ વીગરે પણુ ગાવાં.

## ગીત ૬૬ મું.

જીરે સરસ્વતી સ્વામીને વીનવું રે, જીરે ગણપતી લાગવું પાયજીરે
જીરે ખાંડની ખેળો ઉકાળીનેરે, જીરે ઉષ્ણોદક ઉનાં કરીરે,
તેલ સંચારી પીઠી ચોળી કરીરે, જીરે મળીરે સોહાશણ સુંદરીરે;
તેણે કનક કટોરો કર ગ્રહીરે,
ચાલી ચાલી જસોદાને દ્વારકે કુંવર નીહાળવારે.

## ગીત ૬૭ મું.

રાતો રાતોરે કંકુ વરણીનો છોડ, સોહ્યરે રાતોરે મેંતો નીરખીઓ;
ગોરા કીયા ભાઇરે, તમને ચાંલ્લા કરીશ આજ મારે ઘેર સોહ્યસો.
સોહ્યલડોરે શીળા માંડવા હેઠ, કુંવર લાડકડાએ મેળવ્યો.

## ધરૂણી.

## ગીત ૬૮ મું.

તમે જાગો શ્રી કૃષ્ણની ગરૂણી ઘરૂણી નિદ્રામાં પહોડો,
અનીરૂધજીને તેલ સંચારો, રૂક્ષ્મણીજી જાગોને,
તમે જાગો કીયા ભાઈની ગરૂણી ઘરૂણી નિદ્રામાં પહોડો,
કીયા ભાઈને તેલ સંચારો કીયાં વહુ જાગોને.

## ગીત ૬૯ મું.

પીઠી પાયલાની પાશેર, પીઠી અડધાની અછેર.
પીઠી રૂપીઆની શેર, પીઠી આણી અમારે ઘેર.
પીઠી વાડકડે ઘોળાય, પીઠી લાડકડાને ચોળાય,

## વરઘોડો ચડે તે વખતે ઘરમાંથી નીકળતી વખતનાં ગીત.

### ગીત ૭૦ મું.

લાડીલા વર ચડો વરઘોડે, લુણુ ઉતારે તારે વાંકે અંબોડે,
લાડીલા.
દાદાજી કહે મારે એ વર વરવો, લાડણીજી કહે મારે એ વર
પરણુવો,
લાડીલા વર ચડો વરઘોડે.

### ગીત ૭૧ મું.

શુકન જોઇને સાંચરજોરે, મહેતાજી પોળે જઈ પાખરજોરે.
શુકન મળીઓછે માળીડોરે, ચોસર આપીને પાછો વળીઓરે.

## વર ઘોડા ઉપર બેસેછે તે વખતનું ગીત.

### ગીત ૭૨ મું.

પાવટડેરે પગ દઇ ચડોરે જીયાવર, બેનીતે છેડલા સાહી રહ્યાં;
મુકો મુકોરે બેની છેડા અમારા, તમારા કર અમે આપીશું.

## વરઘોડામાં ગાવાનાં ગીત.

### ગીત ૭૩ મું.

ચંચળ ઘોડી તું ચાલને,
મથુરાં થકી આઈ ઉર ઉર ઘોડીના દાભડા.
પાયે મેદી લગાઇ લાડી પુછે વર લાડણા,
મોડીલે કેસે ભગવાએ અમારા દાદાજીના રાજમાં,

સોદાગર બેટજ લાયા ચડીને દેખાડો વર લાડણા,
તેરી જોગી ચતુરાઈ અછો બન્યો વર ફાંકડો.

### ગીત ૭૪ મું.

ગઢ રાજપરેથી આવીછે લીલડીશી ઘોડીરે,
ઘોડલડીને પાયે ભાત જડીછે ખાપરે,
દ્રવ્ય ખરચોજી ખરચોજી કુંવર લાડકડાના બાપરે,
બાપ કીયા ભાઈ સોહાવેરે,
લાડકડો કીયો ભાઈ કન્યા લઇ ઘેર આવેરે.

### ગીત ૭૫ મું.

કોકણ દેશની ઘોડીરે ઘોડી પાયે ઘુઘરા બંધાવોરે,
આગળ ચમ્મર ઢળાવોરે, પાછળ પીંછીઓ નંખાવોરે;
એ ઘોડી કીયા ભાઇએ મોકલડીરે,
એ ઘોડીએ કીયા ભાઇ અસ્વારરે.

### ગીત ૭૬ મું.

કાશી વિશ્વનાથે સોરંગીતે ઘોડી મોકલીરે,
માતા અનપૂર્ણાએ મોકલીયા શણગાર,
સોરંગીતે ઘોડી જવ ચરેરે.
થાશે થાશે મારો બહુ સુજનો અસ્વાર,
પછવાડીતે મામા શોભતારે.
મામા કીયા ભાઇએ સોરંગીતે ઘોડી મોકલીરે,
મામી કીયાં વહુએ મોકલીઆ શણગાર,
સોરંગીતે ઘોડી જવ ચરેરે.

## વર ચડાવો.

### ગીત ૭૭ મું.

લાખેને ઘર ધોળાવોને, ઘર ધોળો ઘર ચીતરાવોને;
પેહેલુંને પોતું જમ ઓરડેને, લક્ષ્મીએ હોયરે ઊજેસને.
બીજુંને પોતું જમ પરસાળેને, ગણપતીએ હોયરે ઊજેસને;
ત્રીજુંને પોતું જમ માંડવેને, ગોત્રજે હોયરે ઊજેસને;
ચોથુંને પોતું જમ વરઘોડેને, સાજને હોયરે ઊજેસને;
હાથીડોરે અણાવોને, બાંધોને રાજદ્વારને;
એને નીરોની દ્રાક્ષ સમુળને, એને પાઓને અમીરસ નીરને;
એક હાથરણી ઘેર લાવોને, એને બાંધોને પરસાળી માંહીને;
એને નીરોને દ્રાક્ષ સમુળને. એને પાઓને અમીરસ નીરને;
એની સુંડને શિંદુરે રંગાવોને, એને ગળે ગજવટ ઘાલોને;
એની ખાંધ ઢળકતી મુકોને, એને માથેને મોડ મુકાવોને;
એને કોટેને અરીસ્સા બંધાવોને, પગેને પદમ લખાવોને;
ઘોરીને ઘુઘર માળ ઘાલોને, બળદને રાશ બંધાવોને;
ભદ્ર જાચ્યારે રૂપી જાચ્યાને, જમુનાં તીરે તોરણ બંધાવ્યાંને;
હાંશી પરણ્યાને ઠાંશીને, ઉજણ દેશના માળીને;
બોલાવ્યોછે વરને મામેને, એને આપ્યાંછે પાન પચાસને;
આજરે લાડકડો ભાણેજ પરણેને, ઘેર લાવેરે વર શણગારને;
માળીને ઘેર એક માલણને, તેને બોલાવી વરની મામીએને;
આપ્યાંછે શ્રીફળ સાતને, આજરે લાડકડો ભાણેજ પરણેને;
ઘેર લાવેરે વર શણગારને, ઘેર લાવેરે વર બનીહારને;

લાવેરે મોડીયા ચારને, પહેલુંને ગુંથે પરવાળુંને;
જમ રંગેને રાતુંજ હોયને, બીજુંને ગુંથે હીરાસલુને;
જમ ધણેરા દીપક હોયને, ત્રીજુંને ગુંથે માણેકને;
જમ મુલને મોઘેરૂ હોયને. ચોથુંને ગુંથે મોતીસરૂંને;
જમ મુલને અમુલખ હોયને, કોણેને સ્થંભ સ્થંભાવ્યાને;
કોણેને સાંકળ્યાછે સ્થંભને, કોણેને લહાવોને લાધે ;
કોણેને માગાછે હસ્તિને, કોણેને ખેળ પાણી કીધાંને;
કોણેને નાવણ કરાવ્યુંને, કોણેને લોહ્યાં શરીરને;
કોણેને અશ્વ પૂજા કીધાને. કોણેને ચાંલા ચોખા કીધાને;
કોણેને ભરીયાછે ખુંપને, કોણેને મુખડાંનીહાળ્યાંને;
કોણેને નયણાં સમાર્યાંને, આટલાં વાનચ લીંપાવોને;
ત્યાં બેસાડો લાડકડા વરનેને,એની ફોઇ વધાવોની ખુંપને;
મહારાણીના દીવાને કીધો ઝવારને, મહારાણીનો દીવો તે ત્રુઠયોને;
વરને હરખેને દેછે આશીષને, ઘણું જીવો સકળનાવર સારને;
તુંતો જમજે મોદીક કસારને, ગણપતીને કીધોરે ઝવારને;
ગણુપતી તો ત્રુઠયા ને, ઘણું જીવો સકળનાવરસારને;
તુંતો જમજે મોદીક કસારને, ગોત્રજને કીધોરે ઝવારને;
વરને દેછે આશીષને, ઘણું જીવો સકળનાવરસારને;
તુંતો જમજે મોદીક કસારને, માડીને કીધો ઝવારને;
વરને આશીષ દેછે ને, ઘણું જીવો સકળનાવરસારને;
તુંતો જમજે મોદીક કસારને, બહેનીને કીધો રે ઝવારને;

વરને દીધી આશીષને, ઘણું જીવો સકળનાવરસારને;
જમજો મોદીક કસારને, જમ અમ ઘેર ભાવજ હોયને;
તેમ તું જીવે ધોરી ધરાને, જમ સુર્ય તપેને રવી ઉપજેને;
તેમ તું જીવે ધોરી ધરાને, લક્ષવંતો લાવે લક્ષવંતીને;
ગુણુવંતો લાવે ગુણુવંતીને, જમ બહેન દે છે વીરાને આશીષને;
તેમ તું જીવે ધોરી ધરાને, ચડીયો એ કાશીનો કોટવાળને;
ચડીયો એ કીયાભાઈનો પુત્રને.

## ગીત ૭૮ મું.

એક લીલી તે લીલી લીલડી, એક લીલીનાં જડીત્ર પલાણુરે
જગ લીલડી.
એક અમદાવાદ ગામને ગાંદરે, મારી જાનનાં થયાં ધમ
સાણુરે, જગલીલડી.
મારા હાથી દેખીને વહેવાઈ બીહી ગયા, મારા કીયાભાઈએ
સાનમાં સમજાવીયા;
તમે ન બીહીશો કીયાભાઇ બાપડા, તમારી ભલેરી રાખીશ
લાજરે, જગલીલડી.

## ગીત ૭૯ મું.

પાધર ઢોલ ઢમુકયોને, ઝબકયો એ લાડીનો બાપને;
ન ઝબકીશ વહેવાઈ બાપડાને, ઘેર આવી છે મોટાની જાનને;
વહેવાઇની શેરીછે સાંકડીને, કીયાભાઇના ઘોડીલા ન સમાયને.

## ગીત ૮૦ મું.

લાડીએ બાપ જગાડીઓ, માંડવે આવડો શો સોરરે.

કેરે આવ્યોરે રાણો રાજીયો, કેરે આવ્યો સુલતાનરે;
કેરે ચંદ્રમાએ પ્રેહે દીધો, કે રે આ ઉગ્યો છે ભાણુરે;
નથીરે આવ્યોરે રાણો રાજીયો, નથીરે આવ્યો સુલતાનરે;
નથીરે ચંદ્રમાએ પ્રેહે દીધો, નથી આ ઉગીયો ભાણુરે;
પુત્ર આવ્યોરે કીયા ભાઇ તણો, તે સરે આવડો છે સોરરે;
કાંઈ આ જોને કાંઈ બ્હેનડીયાં, કાંઇ અચરત દીઠુંરે;
એક નાનકડોશો કૃષ્ણ કુંવારો, તેતો પાટજ બેઠોરે;
ઘોડી આર ગંગાને પાર, પેલીપાર શીતળ છાયારે;
ઘોડી અંબ માણેકને સ્થંભ, તેજ ઘોડી ઉદે ઉદે ચાલેરે;
એક વહેવાઈની શેરીમાં હાક્ષ પડે હુલકાર પડે,
સખી શબ્દ કરે નીશાન ઢળે, કોઈ ઉમરાવ જાદો આવેરે;
કોઈ સાહેબ સુબો આવેરે, કોઈ મોટાનો કુંવર આવેરે;
આવ્યો આવ્યોરે વાસુદેવનો નંદ, પુનમ કેરો ચંદ્ર,
દીવા કેરી જોત, ભયો ભયો અજવાળાંરે.

### ગીત ૮૧ મું.

એક કેવડો જગ જેવડો, કેવડાનાં રાતાં ફુલરે.
કેવડાનું નહીં મૂલરે.
મારા કીયાભાઇ વહેવાઈ તમને વીનવું, ભલાં પાથરણાં પથરાવરે,
મારા પગ પીટીને થયા થાંભલા, પેલી વહેવાણને નહીં સાનરે.

## કલુવો પાતી વખતનું ગીત.

### ગીત ૮૨ મું.

તુંતો જમરે જમઈડા કલમલડો,

તને કોઇએ ન પીરસ્યો કલમલડો,
મારાં કીયાં વહુએપીરસ્યો કલમલડો.

## નાણું ઝોણાં કરતી વખતનાં ગીત.

### ગીત ૮૩ મું.

રાય છબીલીરે પામરી, કીયાભાઈ તમારીરે પામરી.
માંડવે વાગેછે ઢોલ રાય છબીલીરે પામરી,
ચારે છેડે ચાર ઘુઘરા, વચમાં હંસલા મોર; રાય.
કીયા ભાઇ તમારીરે પામરી, ચારે છેડે ચાર કુતરા,
વચમાં રમી ગયા ચોર, રાય છબીલીરે પામરી.

### ગીત ૮૪ મું.

આંબા કુંડીરે નગર સોહામણી, માંહી ભરીયાંરે ગવરીનાં ધીય, સાહેલીરે આંબો મહોરાયો.
મારા કીયાભાઈની મેડીએ દીવા બળે, પેલા વહેવાઈનેરે ઘોર અંધારાં, સાહેલીરે આંબો મહોરીયો.

### ગીત ૮૫ મું.

શેર શેરડીયોરે, અગર દડુકયારે કેઈ વહુને છેડલેરે.
કીયા ભાઇના ઓરડીયામાં, સુખડના વૃક્ષ વેર્યારે માલણ,
કેઇ વહુને બેસણુ સિંહાસન શોભતાં રે.
કીયાભાઈના ઓરડીયામાં મગદળીઆ મસળાયરે માલણ,
કીયાં વહુને વાંસે વરેડાં ઊતરેરે.

## તોરણે આવે તે વખતનાં ગીત.

### ગીત ૮૬ મું.

લાડી પુછે વર બહુ સુજનો તારે કેસેલા છે બાપરે,

જાણે અરીસ્સાનો ખાપરે, એવા લાડવાયાના બાપરે.
‡ સાસુ લેની ભામણલાં, એ વર ચોએ પાંખે સુધારે.

## ગીત ૮૭ મું.

લાડણ કીસને બોલાયો તું આવ્યોરે, તારે બાપે બોલાવ્યો તું આવ્યોરે;
તારી માતાએ કામણ કીધાંરે, અમને ભર્યારે સસારમાં લીધાં
રંગ લાગ્યો લાડી ચોસરો, મુખ દીઠે વર ફાંકડો.

## બાણનો માંડવો.

## ગીત ૮૮ મું.

આવી છે બાણને માંડવેરે જાદવકુળનીરે જાન,
અનીરૂધજી આવીયા તોરણેરે જાણે પ્રગટયોછે ભાણ;
બાણ સાહીને ઉભા રહ્યારે નજરે ન્યાળોની રૂપ,
રૂડો દીસે વર રાજીયોરે કોટી કામ સ્વરૂપ.
કોણ તે ભાગ્ય છે આપણાંરે મળીયા કૃષ્ણ વહેવાઇ,
આપણે ભાગ્યે આવી મળ્યારે અનીરૂધ સરખા જમાઇ;
વર કન્યા વાતો કરેરે બોલે મધુરાં વચન,
મુખથી શ્રીનાથજી બોલીયારે કયાં છે પાંખણ થાળ.
લગ્ન ઘડી વહી જાયછે રે ચાલો થાય છે અસુર,

‡ ગીત ૫૮ મામાં જેવી રીતે "વીરાવીંટીમાંના હીરા" વગેરે લખ્યું છે તે પ્રમાણે આમાં પણ ગાવું.

જમણા તે કરમાં ઝારી ધરીરે ડાબા કરમાંછે થાળ;
પુંઠળ નારી અસુરનીરે બોલે મધુરાં વચન,
ધુંસળ મૂસળ રવૈયોરે સરીયો સંપુટ ને ત્રાક,
ધંડી પીંડીનાં ઓવારણાંરે પ્રેમે તાણ્યાં છે નાક,
પહેલું તે આચમન આપીયુંરે ટીલું તાણ્યું લલાટ.

## રાગ ફેર.

પાંખી પારવતી વરને તેડેરે, જઈ અનીરૂધ ચડીયા છે કેડેરે;
મામા કન્યાને પધરાવોરે.
વરે સાંહ્યો કન્યા બાઈનો હાથરે, ત્યાં તો બેઠો જાદવકુળનો સાથરે;
બાણમતી દે કન્યા દાનરે;
ત્યાંતો પહેલું મંગળ વરત્યુંરે, પહેલું મંગળ હરતું ને ફરતુંરે.
બીજે મંગળે થર પાનેતરરે, ત્રીજે મંગળે હસ્તિ હજારરે;
એવા મંગળ વરત્યાં છે ચારરે;
ત્યાંતો કસાર પીરસ્યો પૂરણ પ્રીતેરે, વર કંન્યા જમ્યાં રૂડી રીતે રે.

## પરણવા બેસે તે વખત ગાવાનાં ગીત.

### ગીત ૮૯ મું.

શિંદુર વાણીએ મેહ દીધોને પૂરવ ઉગ્યા છે સુરરે,
આજરે લાડકડો વર પરણ્યોને અમ ઘેર વીગ્યાં છે તુરરે;
શિંદુર વાણીએ મેહ દીધોને પૂરવ ઉગ્યા છે ભાણરે,
આજરે લાડકડો વર પરણ્યોને અમ ઘેર સફળ વીહાણરે;
વાડીમાંનો વીહાઉલો બેંકયોને માંઅરે સૌરંભી જાયરે,

આજરે લાડકડો વર પરણે ને પહેલડે મંગળ ગાયરે;
વાડીમાંનો વીહાઉલો બેંકયોને માંહ્યરે સોરંભી અંબોડોરે,
હુંએ તમને પુછુંરે લાડકડા વરને બીજલે મંગળે ઘોડોરે;
વાડીમાંનો વીહાઉલો બેંકયોને માંહ્યરે સોરંભી વેલોરે.
હુંએ તમને પુછુંરે લાડકડા વરને તીજલે મંગળે વેલોરે
વેલ સજુતી છે વાડીને ચોથલે મંગળે લાડીરે,
ચાંદલા કરરે અજવાળાંને જઇ ઉગ ચોરીની માંહ્યરે.
ચોરીએ ચોતફ વાળીને માંડવે પલવટ ઢાળીરે,
હુંએ તમને પુછુંલાડકડા વરને ચોરીમાં શુંશુંએ આપ્યુંરે;
બોલ્ય જનોઇ સૂના તણાંને હાથેરે હીરાની વીંટીરે,
આપ્યાંને સાંકળાં હાથીને આપી અમને ઘોડાની લારરે;
સોહ્યરે આપ્યાંને સોહ્ય આપશેને સોહ્યનાં મુકયાંછે પાણીરે,
પાણીતો પાણીમાં ભળી ગયાંને,વાતતો જગતમાં જાણીરે;
બાકરી બાંધીને બેઠા ને પલવટ છોડીને ઉઠયારે,
પારણા માંહ્યથી પરવાને ઘોડીયા માંહ્યથી જડીયારે;
કેડના કંદોરા નથી છૂટયાને વહેવાઈએ વાળ્યાછે રૂઠારે.
રેવારે ત્રટ રળીઆમણી ને નંદારે આગદાનાં દેરાંરે;
આજરે લાડકડો વર પરણ્યો ને ભવનાં એ ભાગ્યાંછે મેણાંરે,
અસુરાએ બાંધીછે સંધ્યાને વેળાએ પામ્યાં છો કન્યારે.
કાશીમાં માગવટ કીધા ને રેવાજીમાં ખટ માસરે,
બાવનપુરનાં ટાટલાંને કીયારે કંસારાએ ઘડીયાંરે;
માણેક મોતીએ જડીયાંને લાડકડા વર આગળ ધરીયાંરે,
કેરે વહેવાઇ તું હેરને કેરે તું ખાપરીઓ ચોરરે;

ઘોડાની ઘોડારમાં પેઠોને ચોર્યોરે ચાંપલીયાનો છોડરે,
ચાંદલો ચુંટીને લીધોને હીરલો ઝડપીને લીધોરે.

## સતકુળના મહીના.

### ગીત ૯૦ મું.

સરસ્વતી સ્વામીને વીનવું ગણપતી લાગવું પાયરે,
સતકુલ કુખેરે અવતર્યા સકલણુ માડીના જાયારે;
સહામે પરણાવીને કુંવર લડાવીને ગાયારે,
મેં તને વહેવાઇ વારીયો જેઠનાં લગ્ન ન લેશોરે,
જેઠે હુનાળોરે રવરવે નહીં મળે ખોળ કપાસરે
નહીં મળે ખોળ કપાસતો નહીં મળે ચારને પાણીરે;
નહીં મળે ચારને પાણીતો નહીં આવે ગોર ગોરાણીરે;
નહીં આવે ગોર ગોરાણીતો નહીં આવે ભાઇ ભત્રીજારે,
નહીં આવે ભાઇ ભત્રીજા તો નહીં આવે બહેન ભાણેજરે;
વહેવાઇ આવતા જાણીને સંબંધીએ સાલ રોપાવીરે,
સંબંધીએ સાલ રોપાવીતો પીત્રાઈએ વાવ ખોદાવીરે;
પીત્રાઈએ વાવ ખોદાવીતો ગોત્રાઇએ દુધે સીંચાવીરે,
અસાડ માસે વહુવારૂતો સુતી સુવાવડ માંહીરે,
સુતી સુવાવડ એમ ભણે પુત્ર પરણાવીશું કાલરે;
પુત્રજી તમને પરણાવીને થઇશું વરની માડીરે,
ચોક વચે બાજઠ ઢાળીને દુધે પખાળીશું પાયરે;
દુધે પખાળીશું પાયતો કંકુએ પીળાવીશું મુખરે,
કંકુએ પીળાવીશું મુખતો મોતીડે વધાવીશું ખુપરે;

શ્રાવણ વરસે સરવડે નદીએછે નીરમળાં નીરરે,
નદીએછે નીરમળાં નીરતો પામ્યાછો બાવનવીરરે;
ભાદરવો ભેર ગાજીયો ભરીયાંછે મહીનાં માટરે,
ભરીયાંછે મહીનાં માટતો તમ સર ઢળીયાછે ઘાટરે;
આ ચોમાસે વહુવારૂતો ચોરીમાં જમ્યાંછો કુરરે,
ચોરીમાં જમ્યાંછો કુરતો પૂજ્યા ઉગમતા સુરરે;
કારતગ માસે વહુવારૂતો ચોરીમાં જમ્યાં કંસારરે,
ચોરીમાં જમ્યાં કંસારતો જીત્યાંછો સકળ સંસારરે;
માગસર માસે વહુવારૂતો અંબિકા પૂજ્યાંછે બાળીરે,
અંબિકા પુજ્યાંછે બાળીતો ત્રુઠયાં છે ગોત્રજ માડીરે;
પોસ માસે વહુવારૂતો નાહ્યાંછો ગાગ રે જાણીરે,
નાહ્યાંછો ગાગરે જાણીતો સસરાએ ઘાટડી આણીરે;
માહા માસે વહુવારૂતો અચળા ચાલ્યાંછે શીળોરે,
અચળા ચાલ્યાંછે શીળોતો કરજો લહેરને લીલારે;
ફાગણ માસે વહુવારૂ તો અંબિકા પૂજ્યાંછે ભોળીરે,
અંબિકા પૂજ્યાંછે ભોળીતો સાંજે પૂજાવીશું હોળીરે;
ચૈતર માસે વહુવારૂતો હીંદોળા બાંધ્યાછે બહારરે,
હીંદોળા બાંધ્યાંછે બહારતો હીંચેછે દેવ મોરારરે;
વઇશાખે વન મોરીયો એકજ મોરીછે અરણીરે,
આગળ જે કન્યા ચિંતવતાં તે મારા જીયાવરને પરણીરે;
પાળી પોષીને મોટાં કર્યા વરસજ સાતનાં કીધાંરે,
સાજન સઉકોરે દેખતાં સસરે ઉલાંણીને લીધાંરે.

## તાપીનો વિવાહ.

### ગીત ૯૧ મું.

સરસ્વતી સ્વામીને વીનવું ગણપતી લાગુંછું પાયરે,
તનમન રચ્યોરે હુનાળો તો ગાઈશું તાપીનો વીવાહરે;
તાપીનાં તાળાંતે ઉઘડયાં પુન્ય તણો નહીં પારરે,
તાપીનાં તેજ છે આકરાં પાણી છે નીરમળાં નીરરે;
સુર્ય બેટીછે તમતણી માગેછે શ્રાવણ રાયરે,
શ્રાવણ વાડીમાં સંચર્યા તાપીને રમતલાં દીઠાંરે;
ઘેર જઈ માંડીને વીનવું તાપી છે રૂપનાં રૂડાંરે,
તેડાવો જોશીના બેટાને તાપીનાં લગ્ન લેવરાવોરે;
મહા માસે શુકલ પક્ષેરે સાતમને સોમવારરે,
ખેળ કંકોડીને આંબળાં અંગરાજ નાવણ કીજેરે;
જો વર ચૌટડે સાંચર્યો ચૌટડે ચમ્મર ઢળાવોરે,
વર બહેની કરોરે ઓવારણાં માડીને મસ્તકે મોડરે;
નાહી ધોઈને ઘોડે ચડયા મસ્તકે ભરીયાછે ખુંપરે,
શરણાઈ શબ્દ સોહામણા માંડવે નાચેછે મોરરે;
જો વર પોળેરે સાંચર્યા પોળેરે પડ પરમાણરે,
જો વર શેરીએ સાંચર્યા શેરીએ શેત્રંજી ઢળાવોરે;
જો વર જાનીવાસે સાંચર્યા કલુવો છે સાળીને હાથરે,
જો વર તોરણે સાંચરાર્ય પાંખણ સાસુને હાથરે;
જો વર માંહ્યરામાં સાંચર્યા સસરાજી દો કન્યા દાનરે.

# રૂક્ષ્મણી વિવાહ.

## ગીત ૯૨ મું.

શુકદેવજી કરેરે વિચારરે, તમે સાંભળો પરીક્ષત રાયરે;
હવે રૂક્ષ્મણીનું શું થાય હવે થઈ વ્યાકુળીરે.
ત્યાંતો સખીઓ મળી સહુ સંગરે, રૂક્ષ્મણીએ માંડયોછે પ્રપંચરે.
વરૂતો વાસુદેવનો નંદ નીકર મારી દેહ તજુંરે.
રૂક્ષ્મણીએ તેડાવ્યા વિપ્રરે, વિપ્ર જાઓ દ્વારિકાં દીશેરે,
મારૂં કારજ કરવા સિદ્ધ કે વહેલા પધારજો.
સિદ્ધ થઈને તે લાગ્યાં પાયરે, એટલે વિપ્ર થયા વીદાયરે.
વાટે શુકન સારા થાય હરીભટ હરખાયારે.
વિપ્ર પહોચ્યા દ્વારિકાં ગામરે, ભર નિદ્રામાં સુંદર શામરે,
બોલ્યા મુખ થકી શુભ વાણકે ઝબકીને જાગીયારે.
રૂક્ષ્મણી ઊંચુ ચડી ચડી જુવેરે, શ્રી કૃષ્ણનં. ન આવ્યા કરી કરી રૂવેરે,
એટલે આવ્યાં પોતાની માતરે, પુત્રી કેમ રૂવો બાળ કુમારરે.
પીઠી પેઠીછે આંખમાં જાયકે મા મને ખરખરેરે,
રૂક્ષ્મણી ઉચું ચડી જુવે જાળીરે.
ચારે દિશા થઈ અજવાળી દીવાળી જ્યાં થઈરે.
એટલે વિપ્રે વધામણી ખાધીરે, રાણી રૂક્ષ્મણી રળીઆત પામીરે,
એક હાર હતો અમુલરે, તેને મોતી જડયાંરે ઝુલરે,

તેનું ત્રિલોકમાં નહિં મુલકે વિપ્રને આપિયોરે.
કે મેં મરડી આંબલીઆ ડાળરે, કે મેં ખડી સરોવરોઆ
પાળરે.
કે મેં ધાવતાં વછોડયાં બાળરે, કે મેં કોઈને ચડાવી આળરે,
આડે આવી કે માંજાર સહીઅરના સાથમાંરે.

## રૂક્ષ્મણી વિવાહનું ધોળ.

### ગીત ૯૩ મું.

કુંદનપુર વિવાહ રચ્યો ભૂપતિ ભીમકરાય,
કન્યા દેવા શ્રી કૃષ્ણને આનંદ ઉર ન સમાય,
રૂકમૈયાએ તે જાણીયું ઉર વાધ્યો અતીસેં કાળ,
કન્યા ન આપું કૃષ્ણને એ છે ગાયો તણો ગોવાળ,
રૂકમૈયાનું મન મેલુંને તેડાવ્યો શિશુપાળ,
રૂક્ષ્મણીએ તે ખબર જાણી ને અંતર ઉઠી ઝાળ.
દૂર ઘણી દ્વારામતી રહ્યો લગ્ન વચ્ચે દિન એક,
અંતરજામી આવજો રાખજો મારો ટેક;
એવું તે કહીને કુંવરી કરી કાગળ લખવાની આશ.
મુકતાનંદ કહે માનની થઇ જગ થકીરે ઉદાશ.

### કડવું ૧ લું. દેશી ફેર.

મારી સાર લેજો અવીનાશીરે, જાણી જનમો જનમની દાશીરે;
વાંચી કાગળ વહેલેરા આવોરે, મારા તનના તે તાપ સ-
માવોરે;
દિન એક લગ્ન વચ્ચે જાણીરે, વહેલા આવોની સારંગપાણીરે;

મેંતો તમ અર્થે તન કરીયુંરે, મેંતો તમ ચરણે ચિત્ત ધરીયુંરે;
જો નાથ ન આવો વહેલારે, તજું પ્રાણ લગ્નથી પહેલારે.

---

## કડવું ૨ જું—દેશી ચાલતી.

લઈ કાગળ વિપ્ર સિધાવ્યોરે, હરિની કરૂણાથી દ્વારિકાં આવ્યોરે;
દેખી દ્વારિકાં સુખ ધામરે, તેના રાજાછે સુંદર શામરે;
વહાલે વિપ્રને આવતા જાણીરે, ઉઠયા સન્મુખ સારંગપાણીરે;
પૂછી ક્ષેમને કાગળ લીધોરે. વાંચી પત્ર હઇએ દ્રઢ દીધોરે;
પૂજ્યા વિપ્રને દઇ ઘણું માનરે, જવા તઇયાર થયા ભગવાનરે;
સાથે વિપ્રને રથમાં બેસાડીરે, ચાલ્યા કુંદનપુર શ્રી મુરારીરે;
એવા ભકત વત્સલ ગિરધારીરે, જાય મુકતાનંદ બલીહારીરે.

### વલણ.

માનની મનમાં ચિંતવે કેમ ન આવ્યા સુંદરશામ,
વાર થઇ કેમ વિપ્રને નવ સર્યું મારૂં કામ;
જો નહિ આવે જદુપતિ તો તજીશ મારા પ્રાણ,
એવામાં દ્વિજ આવીઓ જેમ આવે રામનું બાણ;
વિપ્ર જોઇને મનમાં આનંદ વાધ્યો અપાર,
પ્રાણજીવન પધારીઆ જગજીવન જગ આધાર;
કુંદનપુર હરિ આવીઆ સુણી ભૂપતિ ભીમકરાય,
સામા જઈ સન્માન કીધું આનંદ ઊર ન સમાય;
ત્રીકમ તોરણે આવીઆ વર્ત્યો જેજેકાર,
મુક્તાનંદ કહે માનની પુણ્ય તણો નહિ પાર.

## કડવું ૩જું—દેશી ૨૨.

દેવી પૂજાનો મશ લઇ પ્યારીરે, ચાલી નિરખવા કુંજ બિહારીરે;
સાથે લઇ પૂજાનો સામાનરે; તેણે નિરખ્યા શ્રી ભગવાનરે;
હરિના ભક્ત અનાદિ માનીરે, ભાવે પૂજીઆં ભવન ભવાનીરે;
વળતી રૂપ પ્રકાશીયું બાળીરે, પ્રેમે પામવા શ્રી વનમાળીરે;
સંગે અસુર હતા રખવાળરે, દેખી રૂપ પડયા તતકાળરે;
વેગે આવીઆ અંતરજામીરે, મળીઆ મુક્તાનંદના સ્વામીરે.

## કડવુ ૪ થું—દેશી ચાલતી.

કર સાહીને રથપર લીધારે, મન વાંછિત કારજ કીધાંરે;
કન્યા હરણ કરી હરિ વળીઆરે, સેનાં સોત ત્યાં બળભદ્ર મળીઆરે;
વાંસે રૂકમૈયો ચડયો શિશુપાળરે, લેશે કેમ કરી કન્યા ગોવાળરે;
બાંધી દ્વારિકામાંથી લાવુંરે, નીકર પુરમાં પાછો નહિ આવું રે;
જઇને યુદ્ધ જાદવ સંગ કરીએરે, વહાલે સર્વ તણો મદ હરીઓરે.
રૂકમૈયાની વાઢીછે દાઢીરે, કાપી કેશને મૂકયોછે કહાડીરે,
રૂક્ષ્મણીજીના શોક નિવારીરે, મુક્તાનંદ કહે પધાર્યા મુરારીરે.

### વલણ.

માધવપુરનો માંડવો જાદવકુળની જાન.
પરણે તે રાણી રૂક્ષ્મણી મનવાંછિત શ્રી ભગવાન;
જાદવ જાનઇયા થયાં વળી માંડવીઆ પણ સોય;
વિધિ સહિત વિવાહ રચ્યો કસર ન રાખી કોય.

માણેક સ્તંભ મંડપ રચ્યો મધ્યે ચોરી બાંધી સાર,
મોહન આવ્યા માંહ્યરે કોટી ભુવનના કરનાર;
માથે મુગટ જડાવનો કાને કુંડળ મકરાકાર,
બાંહે બાજુબંધ બેરખા કોટે કૌસ્તુભ મણિનો હાર,
શોભે ઘણા શણગારમાં પીતાંબર અતિ ઉદાર,
હેમ કડાં બે હાથમાં પાયે ઝાંઝરનો ઝમકાર;
વહાલાનું વદન સોહામણું જાણે ઊગ્યો પુનમ ચંદ્ર,
મુકતાનંદ કહે મોહન વરને જોઇ થયો આનંદ.

## કડવું ૫ મું દેશી ફેર.

વળતી લાડીને શણગારીરે, પીઠી ચોળીને પાટ બેસાડીરે;
લીલી સાડી આદરી તતસારીને, જેણે રીઝે તે શ્રી ગિરધારીરે;
ચાલી ભેટવા નંદ મુરારીરે?
સંગે માનની મંગળ ગાયરે, તેની શોભા વર્ણવી ન જાયરે;
એ રીતે મંડપમાં આવેરે, તેડી પીયુની પાસે પધરાવેરે;
કર સાહ્યો ચરાચર સ્વામીરે, નારી માંહ્યરે મહા સુખ પામીરે;
શોભે માંહ્યરે મહા સુખકારીરે, જાય મુકતાનંદ બલીહારીરે.

## કડવું ૬ ઠું દેશી ચાલતી.

વર કન્યાની જોડ બિરાજેરે, ત્યાં કોટી કામ છબી છાજેરે;
વાજે દુંદુભી વાજાં અપારરે, પરણે અખિલ ભુવનનો આધારરે;
બ્રહ્મા ઉચરે વેદ વચનરે, જેજેકાર થાય ત્રિભુવનરે;
ચાર ફેરા હરિ સંગ ફરીઆંરે, નારી જગના જીવન સાથે
વરીઆંરે;

શોભે અખંડ અલૌકિક જોડરે, માથે બત્રીસ ભમરીનો મોડરે;
લાડો લાડી જમે કંસારરે, જેનો જગ ન પામે પારરે;
મુક્તાનંદ કહે મહા સુખકારીરે, એવાં ચરિત્ર કરે ગિરધારીરે.

વલણ.

કસાર જમતાં કામની વાળે વિવિધ વચન રસાળ,
શામ સુંદર તે સાંભળી હસતા તે દીન દયાળ;
બંદીજન જયજય કરે ગાય ગાંધર્વ મધુરાં ગાન,
અનંત નાચે અપ્સરા સૂર ચડીને વિમાન;
બ્રહ્માદિશુ પુષ્પ વૃષ્ટિ કરે તે વારંવાર,
ઢોલ નગારાં ગડગડે વાજિંત્રનો નહિ પાર;
ચારે તે મંગળ વરતીઆં વર કન્યાની ભલી મળી જોડ,
રૂક્ષ્મણી તે અહીં આવીઆં દ્વારિકાં શ્રી રણછોડ.

વલણ.

શ્રી કૃષ્ણ પરણી રૂક્ષ્મણી લઇ આવ્યા નગર મોઝાર,
જેણે અવિનાશી નિરખીયા તેના પુણ્ય તણો નહિ પાર;
પ્રેમેશુ માતાએ પોંખીઆ જગજીવન જગદાધાર,
લેતાં સઉએ શામનાં વારણાં વારંવાર;
પાંખત્રા પ્રેમશુ નિરખે નટવર નાથ,
જન્મ સફળ કરણીએ મહા સુખ થયો સર્વે સાથ;
રૂક્ષ્મણીએ જે જે ધાર્યુ તે સાચું કીધું શામ,
ભક્ત જન લાડ પાળે કેવળ કરૂણાનું ધામ;
અધમ જનનું સુધારવા થયા મનુષ્યરૂપ મહારાજ,

પાવન જન વિસ્તારીઓ સુણતાં તે શ્રી ભગવાન;
નર નારી રૂક્ષ્મણી વિવાહ શીખે ને જે ગાય,
તેને તે રીઝે શ્રી હરી સર્વે પાતક પ્રલય થાય;
શુકજી તે પાર ન પામીઆ કહેતાં હરિનો રસ સાર,
તોએ તેના ગુણ ગાવા જાંકીને અધલ આધાર;
મુક્તાનંદ કહે મહા પ્રભુની અખિલ જુગજુગ જોડ,
શ્રોતાજન તમે સાંભળોને બોલો શ્રી રણછોડ.

## સીતાજીનો સોહલો.

## ગીત ૯૪ મું.

જનકને ઘેર કન્યા કુંવારી, ચઉદ લોકની માત,
તે વરશે રઘુનાથજીરે, જેનો મહિમા વિશ્વ વિખ્યાત,
સીતાજીનો સોહલો.

જનકના દરબારનીરે, શોભા કહી નવ જાય;
કનક મહેલ રચાવીઆરે, તેતો ઝગમગ ઝગમગ થાય. સી૦
ચિત્રામણમાં મીના ભર્યારે, મેડી હટારીને ગોખ;
કાંતિ મણિના જેવી જળહળેરે, પૂર્યા અમુલખ મોતીના ચોક.
સીતા૦

તરીઆ તોરણ દ્વારે બંધાવો, વાજિંત્રના ધમધોર;
નેજા પતાકા ફરકી રહીરે, તેડે નાચે કનકના મોર. સી૦
સ્ફટિક સ્તંભ હીરે જડ્યારે, સ્વયંવર મંડપ માંહી;
મોંઘા તે મુલની પામરી, તેતો બાંધીછે માહ્યરા માંહી. સી૦
કનક ચોળે કંકુ રોળવા, મોતીડે ભરાવો થાળ;

ઘેર બેસાડો ગણપતિરે, દ્વારે બેસાડો દિગંપાળ. સી૦
મંગળ ગાયછે માનનીરે, વહેચ્યાં ફોફળ પાન;
ગુણી ગુણવંતી નૃત્ય કરેરે, રાય સઉને દે સન્માન. સી૦
વેદની ધ્વનિ વિપ્ર વદે, કવિજન કીર્તી ગાય;
અયોધ્યાનો રાજીઓ આવીયોરે, સેવક ઇચ્છાને હરખ નમાય,
સીતાજીનો સોહ્યલો.

## ગીત ૯૫ મું.

આવ્યાં જનક રાયને ઘેર, સીતા ઘણું ફુટડાં.
કન્યા કનકની પૂતળીરે, તેજ તણો અંબાર;
દેવ મુનિ કળી ન સકેરે, કહું બુદ્ધિ યથા અનુસાર. સી૦
સોળ કળા શશી કોટી સરખું, વદન કમળ પ્રકાશ,
વેણુ વાસુકી મોહી રહ્યારે, માંહી પૂર્યો વીજળીએ વાસ. સી૦
કેસર અર્ચ્યા કપાળમાંરે, કુમકુમ કેરો બિંદુ,
ભૃકુટીએ ભમ્મર ભમી રહ્યારે, બેંકે કસ્તૂરીશુસુગંધ. સી૦
નેણુ કોરેલાં કુરંગોનાંરે કાજળ ઝીણીરે રેખ;
ચતુરા ચોમર નિહાળતીરે, ભાવે જોતી રઘુવર વંશ. સી૦
ત્રાજવે ત્રિભુવન મોહી રહ્યારે, મલકલડે મુખ મોડ,
દંત બત્રીશી હશી રહીરે, જેને રઘુવર સાથે છે કોડ. સી૦
કંઠ કપોતી કામનીરે, ગોરી ગોરે વદન,
અલખ ભરી અલબેલડીરે, ઘણું રૂપાળી રૂપ નિધાન. સી૦
પેટથી નારી પાતળીરે, કેસર કટીના લંક,
હળવે હળવે ડગલા ભરેરે, ચાલ ચતુરાની મેરડાનો વંક. સી૦

ચણીઓ તે ચંપા ભર્યોરે, સાળુડે કસબી કોર;
પાલવડે મોતી ભર્યારે ઉર કમખે લખ્યા છે મોર. સી૦
ઉર જોઈ ઉર વશીરે રંભાનુંછે રૂપ,
મોહિની જોઈ મૂર્છા થઈરે,લાજ્યું ત્રિલોચનનું સ્વરૂપ. સી૦
ઐરાવત ચડયો રે વિમાને ચડીઆછે દેવ,
ઇશ્વર પાર્વતી નંદી ચડયાંરે, ઇચ્છા પુષ્પ વૃષ્ટિ કરે છે સેવ,
સીતા ધણું.

## જનકનો માંડવો.

### ગીત ૯૬ મું.

જનકરાયનેરે માંડવે, ભારે મળીઆછે ભૂપ,
સીતા બેઠીરે બારીએ, નિરખે રઘુવરનું રૂપ. જનક.
કન્યા કહાવેરે તાતને, એવો પંરણાવો ભૂપ,
ત્રંબક ત્રેણે કડકા કરે, તેને આપજો કંન્યાય. જનક.
અયોધ્યા નગરીનો રાજીઓ, રઘુવર રૂપ નિધાન,
તેણે ત્રંબક તોડીયું, ઊતર્યાં મહીપતિનાં માન. જનક.
ત્રંબક ત્રેણે કડકા કર્યા, કોપ્યો પાતાળી શેષ,
પરશુરામ ઝબકીને જાગીઆ, પ્રગટયો ક્ષત્રીનો તન.જનક.
દેવનાં દુંદુભી ગડગડયાં, વળતાં ગાજે નિશાન,
વાજાં વિધ વિધનાં વાગીઆં રઘુવર પરણવા જાય. જનક.
રઘુવર ચઉટડે સાંચર્યા, ચઉટે ચમ્મર ઢળાય. જનક.
રઘુવર પોળેરે સાંચર્યા, પોળીઆ પ્રોળ ઉઘાડ. જનક.
રઘુવર શેરીએ સાંચર્યા, શેરીએ શેત્રંજી ઢળાય. જનક.

રઘુવર જાનીવાસે સાંચર્યાં, કહુવો સાળીને હાથ. જનક.
રઘુવર તોરણે આવીઆ, સાસુ પાંખવા જાય. જનક.
અંતરપટરે આડા ધર્યા, માનની મંગળ ગાય. જનક.
ધુંસળ મુંસળ રવઈયો, સરીયો સંપુટને ત્રાક,
છંડી પીંડો ઉતારીઆં નિરખ્યા સાહીને નાક. જનક.
રઘુવર માંહ્યરામાં આવીઆ, સુંદર પધરાવ્યા પાટ;
જોડે પધરાવ્યાં જાનકી, ઓઢીને નવરંગી ઘાટ. જનક.
કન્યા કહાવેરે તાતને, ત્રાંબા ચોરી બંધાવ. જનક.
હાથે વાળોરે મેળવ્યો, આરોપી કંઠે વરમાળ,
ઘુંમટામાં નિરખેરે નાગણી, રઘુવર રૂપ રસાળ. જનક.
રૂષિએ મંગળ વર્તાવીયું, સાસુ પીરસે કંસાર,
જનક હઈયામાં હરખીઆ, આપ્યા ગ્રથ ભંડાર. જનક.
વેદની ધ્વનિ વિપ્ર વદે, પરણે સીતા ને રામ,
આનંદ ઓચ્છવ અતિ ઘણો, સર્યાં સેવકનાં કામ. જનક.
મોહી નગરની નારીઓ, જોઈ રઘુવરનું રૂપ,
અયોધ્યા નગરીનો રાજીઓ, ઇચ્છા અકળ સ્વરૂપ. જનક.

## ગીત ૯૭ મું.

સદારે પારવતીએ તપ આરંભ્યાંરે, પ્રીત માંડીરે ઉભીઆ મહેશ્વરશુંરે,
જનમ્યારે જનમ્યારે હરિ ભરથારરે, સાહ્યકરેરે સદા ભક્તણીરે.
બ્રહ્માના પુત્ર એ નારદ રૂષિ કહીએરે, આવ્યા પાર્વતીને જોવાનેરે

વેગે નારદ રૂષિ નગરમાં આવીઆરે,
મંદિર ગયારે રાજા હિમાચળનેરે,
મંદિર માંહીથી મેનકા બોલ્યાંરે,
સફળ જન્મ મારે સ્વામી આજનોરે,
ઈંદ્રનાં ગઉઆણી મોતીના ચોકરે,
ચંદ્ર આદિરે મૂકયાં બેસણાંરે,
આવળ ચાકર બેસણાં મેલ્યાંરે,
ઘુઘરીઆળા ઘાટ ઓરાઢીઆરે,
ફાળકાં ફોફળ પીળાં જનોઈરે,
ગવરી સો કન્યા હરી હર વરેરે,
કહોની નારદ રૂષિરે કુશળની વાતરે,
કેઇ પ્રકારે ઉમયા માગીયાંરે,
હાથ જોડીને હિમાચળે કર્યો પ્રણામરે,
રૂડીને રીતે ઉમયા માગીયાંરે,
વેગે નારદ રૂષિ કૈલાશમાં આવ્યારે, ગોવિંદે ગરૂડ પલાણીઆરે,
ઈચ્છા પુર ઉતરેરે ઈશ્વર આવેરે,જાન લાવેરે જગદીશનીરે.
કાળારે કેલણા, કેલણા બોલણા, હીરલા હંસલા, સુનાના બંગલા,
પાણી પંથારે ગંગા ધરા, અણાવો સોરંગી ઘોડા,
થાઓને સવારી જોડ, જાન જોડોરે જગદીશનીરે,

દેશી ૨૨.

વિપ્ર માગે વધામણી હરિવર આવીઆરે,
થાઓની સવાર હીમ ઉતાવળારે.

હાથીડાનો હાર, હ૦ ઘોડીલે ઘુઘરમાળ, શંભુ પધારીયારે
વેહેલો અનોપમ સાર. હ૦ રથ અનોપમ સાર. શંભુ૦
પાલખીનો નહિ પાર, હ૦ પાલખીઓ સેંસાત. શંભુ૦
જાન રહી વડલા હેઠ, હ૦ જાનને અતિ ઘણાં માન, શંભુ૦
જાનને ખોબલે ખાંડ, હ૦ જાનને બીડલે પાન, શંભુ૦

## દેશી ફેર.

હરનામે હસ્તિનાપુર ગામ, ત્યાંરે ઊતારો હરનીરે જાન.
નિત્ય નવાં નીપજે પકવાન, ત્યાંરે જમાડો હરનીરે જાન.
* ઢોલ તળાઈને આછાં ચીર, ત્યાંરે પહેરાડો હળધર વીર.

## દેશી ફેર.

માળીએ બેઠાંરે મેનકા બોલ્યાંરે.
કીયોને ભરથાર મારી ઉમયાનોરે.
માથે છે જટા ધારી, અંગેછે ભસ્મ ભારી.
ખભે છે ડુમરુ ધારી, ગળેછે રૂંઢ માળા,
હાથે છે ડાક ડમાળા, કેડેછે વાસંગ નાગ,
શંગીનો શબ્દ સોહામણોરે.
મારીરે ઉમયાને જળમાં બોળીરે.
કળમાં ચાંપીરે, લાવો કટારી પેટે ધરી મરૂંરે.
ઉમયાએ ઈશ્વરને સહીયર સાથે કહાવ્યુંરે.
મારીરે માતાનાં મન દોહ્યલાંરે.
ઈશ્વરે ત્યાં જઇ રૂપ પ્રકાશ્યુંરે.

---

* ખાટલો.

જાણે એ ઊગીઆ ચંદ્ર ભાણરે.
ગંગાને જમનાનાં નીર મંગાવોરે,
નાવણુ કરો ઉમયા નાથજીરે,
બેસણે મેલ્યા પાટ, ગળે આરંભ્યા ઘાટ.
નાક સાહીને નારણવર નિરખીઆ.
ધુંસળ મુંસળ સરાયો સંપુટ.
ઈંડી પીંડી ઉતારીઆંરે.

## દેશી ફેર.

કોરીને કરવડી જળે ભરીરે, સોલ્ય રંગ માંહ્ય ગંગાનાંનીરજીરે.
શુકર બેઠાં નીહાળેજીરે, નામ્યાં ને આવ્યાં નીરજીરે.
ડાભ ખોશીને તતપર થયાજીરે, નામ્યાંને આવ્યાં નીરજીરે.
ચોરંગી ચોરી રચીજીરે, વર્ત્યો જય જય કારજીરે.

## દેશી ફેર.

જેને જેવું જોઈએ તેને તેવું સોહીએ,
રૂક્ષ્મણીને કહાન, લક્ષ્મીને ભગવાન,
જંત્રને વાજંત્ર, બ્રહ્માને સાવંત્ર,
રાજા ધર્મ સત, આપ્યા ગજરથ,
રાજા બાળે વેષે, આપ્યા ચારે દેશે.

## સીતા વેલ.

## ગીત ૯૮ મું.

## વળણ.

ઇશ્વર થકી ઉત્પન હવો, શુદ્ધ બુદ્ધ નાથ નરેશ,
ઉમયા અંગેથી ઊપન્યો, તે તો ગવરી પુત્ર ગણેશ;

જનક તનયા કુંવરી તે તો વરવંચે રઘુરાય,
ત્રંબક તોરણુ બાંધીયું, ચોતર્ફ વાગી હાક.

### કડવું ૧ લું દેશી ફેર.

રાયે ત્રંબક તોરણુ બાંધ્યુંરે, સુરાગ્રહે શૂરાતન વાધ્યુંરે;
રાજા જનકે મહાજંગ રચીયોરે, એનો મહિમા મહેશ્વરે મચીયોરે.
પાતાળના પંડિત તેડયારે, નવખંડના નરપતિ મેળવ્યારે.
ત્યાંતો સૂરીનર મુનિજન આવ્યારે, રૂષિ સાથેતે રામ પધાર્યારે.
ભુજબળે તે બાથજ ભીંડીરે, છત્રપતિ સભા પરવરીયારે.
અંગો અંગે લીલા લઘુ વેષેરે, જાણે ચઉદ ભુવનના નરેશરે.
ભગવાન સભામાં આવ્યારે, હંસ માન સરોવર ભાવ્યારે.

### વલણ.

અસુર મન અહંકાર ઘણો, મહીપતિ મન સોહાય;
નર સઘળા નમતા હવા, જ્યારે દીઠા વૈકુંઠરાય.
ત્રંબક તોરણુ બાંધીયું ભલે મળ્યા ભૂપાળ,
સતી સીતા જગ ઈશ્વરી તેતો શિર સજે શણુગાર.

### દેશી ફેર—કડવુ ૨ જું.

શણુગાર સતી શિર આણેરે, તેતો વળતાં વિધાત્રી ન જાણેરે.
ભમર જોત ગોફણે લાગીરે, જાણે સેના રચી શેષ નાગીરે.
દંત દાડમ કળીરે સમાણેરે, કીર કોટી કમળ પ્રમાણેરે.
કાને લલિત કુંડળ લળીયાંરે, જાણે કામધેનુ સાંકળીયાંરે.
નાગરવેલ દાડમકળી લાગીરે, પીયુ કહેતાં પરવાળી ભાગીરે.
મુખ બોલેછે પંક ચકોરરે, ગિરિવર છાયા ઘમ ઘોરરે.

સતી કનક વરણી દેહારે, ચતુરાઈ લખી ચિત્રલેહારે.
કર કુંભ સ્થળ પરમાણેરે, કટીના લંપટ પરમાણેરે.
અબળા આભૂષણ અંગેરે, કટી કેસરી સિંહની લંકેરે.
નિજ જામની જાણી એ રંભારે, જંઘા જાણીએ કેળની સ્થંભારે.
ગજ ગતિછે રાઘવ ઘરણીરે. એની પાનીછે કુમકુમ વરણીરે;
પાયે લંબ સ્થળ ભુજ રાતીરે, જાણે પ્રગટ હવો પ્રભાતીરે;
પાએ નૂપુર રૂમઝુમ વાગેરે, જાણે પાણી માંહે ભડ ગાજેરે;

દેશી ફેર.'

સતીએ રૂપ આલેખીયું વનિતા કરે વખાણ,
સીતા વેલજ ચંગેછે જમ તરવો સારંગપાણ.
કુમકુમ કસ્તૂરીને કેવડો અગર કપૂર અબીલ,
કંકણ ચૂડી ને મુદ્રિકા સતીએ પહેર્યાં ચરણાને ચીર.
પાયે ઘુઘરી ઘમઘમે ગુણીઅલ મંગલ ગાય,
નર સઘળા નમતા હવા જ્યારે દીઠા વૈકુંઠરાય.

કડવું ૩ જું—દેશી ફેર.

સતી મંડપ માંહી આવેરે, મુનીવર મોતીડે વધાવેરે;
મોર. ચાતક તો ઘમઘોરરે, જાણે ઇંદ્ર મોહ્યા કે ચકોરરે.
નારી કુંજલમાં ચંપાયરે, છત્રપતિ મોહ્યા સભાએરે;
સુંદરી મન શ્રીપતિ ભાવેરે, કછ કૌભાંડ ઊપર આવેરે,
કૌભાંડ તણા ગુણ ગાજેરે, ત્યારે ઇંદ્ર ભુજા દંડ ભાગેરે;
રાણી રંભાએ રાવણ દીઠોરે, ત્યારે અસુર લંકાપતિ ઉઠયોરે,

મહા પુરૂષે પરાક્રમ કીધુંરે, એક વહેત ઉંચરકુ લીધુંરે,
બળીઆ બહુ બાથજ ઘાલેરે, તોએ ત્રંબક તસુએ ન હાલેરે,
હઠ મૂકો હઠીલા રાણારે, ગત ગઈને કર ચંપાણારે,
ત્યાં તો કહાડી ન સકે કોયરે, એને મંડપે મહિમા હોયરે.
નર નાસ્તિક થઇને નિસરીઆરે, ત્યારે છત્રપતિ ખળ ભળીયારે
મુખ દીલુંને શીશ ધુણાવેરે, કાયરને તો કાંઈએ ન ફાવેરે.
મહા મોટેરા ભડ ગયા હારીરે, રાજા જનકે જોયું વિચારીરે.
આતો કન્યા રહી કુંવારીરે.

## વલણ.

ભડ સઘળા ભાગી પડયા.
ભુજ ભડ ઉપર ભાર,
પિયુ પુરૂષને ખોળવા સ્વામી પરણોને આવાર.
પૂર્વ જન્મની પ્રીતડી શેં ન સંભારો રાય.
કઠણ કોભાંડ ભાગવા બેઠા થાઓને મહારાજ,
છાના રહ્યાછો છુપાઇને પ્રગટ થાઓને આપ.
જળ હળ જોત પ્રકાશીએ પછી રીઝવીએ મુજ બાપ.

## કડવું ૪ થું દેશી ફેર.

બેઠા થાઓની બળવંત બળીઆરે,
તમને જોવા ભુવન ત્રૈણ મળીઆરે.
મારી પહેલી તે પ્રીત સંભારોરે.
મંડપનો તે મહિમા વધારોરે.
સુંદરીએ તે બોલ સુણાવ્યોરે રૂષિ પાસે રઘુ વર આવેરે.

લઘુ વેષે કહેતાં હુતો લાજ્યુંરે, ગુરૂજી કહોતો ત્રંબક ભાગુંરે.
રૂષિને પાએ તે પ્રણામ કીધોરે, વિશ્વામિત્રે તે મહાવર દીધોરે.
ભડ કૌભાંડ ઊપર આવેરે, શીકુલને સિહજ ભાવેરે.
ગજ જેથી અખાડે પેઠોરે, કામનીએ તે કંદર્પ નિરખ્યોરે.
સેવકોએ તે સાર્થક જાણીરે, વેદ માંહેતે બ્રહ્મા વખાણીરે.
મહારાજે તે જાનકી નિરખીરે, ત્યારે લાજી સીતા મન હરખીરે.
મુખ આડે તે પાલવ સાહ્યોરે, જાણે ચંદ્રમા આદલે છાયોરે.
રામ જેણે જેવો કરી ધાયોરે, રામ તેને તેવો કરી ભાવ્યોરે.
રામ દીઠે કૌભાંડ ગુણ ગાજેરે. ત્યાંતો ઇંદ્ર ભુજાદંડ ભાજેરે,
રામ દીઠે ધનુષ બંધ તુટેરે. જાણે ગિરિવર સાહુલ છુટેરે.
ભાથા ગ્રહી ભુજ ગજ રહ્યોરે, રઘુનાથે તે કૌભાંડ ચડાવ્યોરે.
સઉ દેખતા શતખંડ કીધોરે. રામે જીત્યા તણો જસ લીધોરે.
પછી મસ્તકે ઓલ બંધાવીરે.

## દેશી ફેર.

રાજા જનક કેરે આંગણે ઓચ્છવ થાય અનંત,
સઊકો કહે સીતા પરણશે સ્વામી પ્રેમાનંદ.

## કડવું ૫ મું.

હાથે વાળો સાહ્યો સારંગપાણરે, રાજા જનક દે કન્યાદાનરે;
વર કન્યાનું લેછે દાનરે, તેતો સઘળા જુગમાં જાણેરે.
વાતો વૈકુંઠ લોકે ચાલેરે, રૂષિ પત્ની તે મંગળ ગાયરે,
મોટા મુનિવર મહુરત સાધેરે. વિશ્વકર્મા તે ચોરી બાંધેરે.
રામ દીઠે તે સઊકો હરખેરે, ત્યાંતો મંગળ પહેલું વરતેરે.

રામ દીઠે તે સઊકો હરખ્યુંરે, ત્યાંતો મંગળ વરત્યુંછે બીજુંરે.
ત્રીજે મંગળે અતિરે સ્નેહરે, સીતા કુમકુમ વરણી દેહરે.
રામ સીતાના ગુણ સંભારેરે, ત્યાંતો મંગળ વરત્યુંછે ચોથુંરે.
રામ સીતા તે પરણીયાંરે, કંસાર આરોગે પ્રીતેરે.
માત પિતાને પાયે લાગીરે, દરિદ્રીનાં દુખતે ભાગેરે.
સીતાવેલ હરખે ગાયરે, એણી પેરે ગ્રંથ ઉચરેરે;
સાતાવેલ બ્રહ્માએ વખાણીરે, ધનુષ ચડાવ્યું સારંગપાણેરે.
જેણે સીતાવેલ જોડીરે, દાસ કહેછે વજીઓ કર જોડીરે.

વલણ.

કર જોડી કરે વિનતી કરે વજીઓ કવિતા,
સીતાવેલ ગાય સાંભળે તેનો હોય વૈકુંઠ વાસ.

ગીત ૯૯ મું.

અનુભવીયાં મળી જાગોરે જાગીને જુઓ,
મનુષા દેહછે દુર્લભરે ચેતીને ચાલો;
ધોળ મંગળ ગાઓધવશુંરે મંડપમાં માલો.
આવ્યાછો તત્પર થઈનેરે જાનઈયા ઝાઝા,
કન્યા સુંદર સરખીરે વરછે નંદલાલા;
રામ સીતાનો વિવાહરે જન ગાઇ વખાણો,
જન ત્રેતા યુગરાજારે રૂડો પરમાણે,
ભાગ્ય ઉદય થયાં ભવનાંરે કુંવરી ઘેર જાયી;
વિનતા સાથ વિચારેરે ધન પુણ્ય કમાઈ,
કન્યાદાન તે દેવારે ઉલટ અતી અંગે.

ધનુષ ખશેડે બાળારે રમતાં અતિ રંગે.
સીતા સ્વયંવર વરવારે તેડ્યા બહુ બળીઆ,
મહી મંડપના રાજારે મંડપમાં મળીઆ.
કર ધનુષ તળે ચંપાણારે રાવણ રીસાણા,
વિશ્વામિત્રની સાથેરે દશરથના જાયા,
તરત ત્રંબક ભાગ્યુંરે તે કર તાણ્યું;
નિરખી નરપતિ હરખ્યારે ચીતડું ચંચોળી.
રઘુકુળ માંહે રાજારે બળીઆમાં બળીઆ,
સીતા સરખો રૂડોરે મન માન્યો મળીઓ;
રૂપકળા ગુણ જોતાંરે સંતોલ કોઇ ન આવે,
મુનિવર પાસે મહીપતિરે સભામાં આવે.
પાય નમીને માગુંરે કરૂણા કરો અમને,
શિષ્ય તમારો સબળોરે શું કહીએ તમને;
બ્રહ્મ સભામાં ભરીનેરે અંબારામ કહેછે.

### કડવું ૨ જું.

જનક જમાઈને જોતાંરે જગ મોહી રહેછે,
આજ વનિતાનો વિવાહરે કરવો કે રાજા;
ધામ ધોળાવો પુરનાંરે માંહી રંગ ઝાઝા.
સજન કુટુંબ મળીનેરે ગણપતિ વધાવો,
ગોત્રજની પૂજારે પ્રત્યક્ષ કરાવો;
લગ્ન સમે સાચવજોરે ગૌરજની વેળા,
મળ્યાછે ભાટ ભવૈયારે ભૂદર શું ભેટે,

તેલ સંચારે તરૂણીરે મંગળ મુખં ગાએ,
ઉષ્ણોદક અણાવીરે તત્પર થયા નાહી.
રથ સુખપાલને ઘોડારે શણગાર્યા હાથી,
વાજાં બહુ વિધ વિધનાંરે સજીઆ બહુ સાથી;
સુંદરીએ શણગાર્યોરે ચડીયા વર રાજા.
કોટી રવિ સરખારે શ્રી રામજી સોહાવે.
બંદીજન જસ બોલેરે મળીઆં બહુ ટાણે,
સુર મુનિ સાજનમાંરે જન જોઈ વખાણે;
તોરણ આવીને ઉભારે નિરખ્યા સાહી નાક,
ધુંસળ મુંસળ પાંખેરે સરીયો ને ત્રાક,
છંડી પીંડી ઓવારણેરે કરી તેડચા વરને;
માંહ્યરા માંહે રાજારે સજ્યા અનુચર તેણે.
પાય નમીને માગુંરે કરૂણા કરો અમને,
શિષ્ય તમારો સબળોરે શું કહીએ તમને;
જનક જમાઇને આપેરે ઉલટ અતિ અંગે,
કસબી કસુંબલ વાગારે પીતાંબર સંગે.
મુગટ મણિએ જડીયારે ધરીયાછે શીશે,
મકરાકૃત કુંડળ કાનેરે સુંદર ત્યાં દીસે;
મુકતાફળ તણી માળારે વંદુ બમણી સોહીએ,
ઝગમગ હીરા સાંકળીરે જોતાં મન મોહીએ,
દુખદુબીએ ચારૂ ચળકેરે ઝવેર જડાવી;
બાજુબંધને બેરખારે શું ઘાટ ઘડાવી.

કર કડાં સિંહ મુખનાંરે કંચનનાં ભારી,
નવ ગ્રહે પોંચી પહોંચેરે શોભીતી સારી;
આંગળીએ વહેડ ને વીંટીરે શ્રી રામને હાથે.
કેડે કનક કંદોરારે કમરપટ સારી,
સુંદર વરશ્રીરામનેરે પામરી ને જોડા;
રથ સુખપાલને હાથીરે પાણી પંથી ઘોડા.
સેન દળને દાસીરે વૈભવ શુ ઝાઝા.
બ્રહ્મ સભામાં ભજનેરે અંબારામ કહેછે,
જનક જમાઇને જોતાંરે જગ મોહીને રહેછે.

## સીતા મંગળ.

### ગીત ૯૯ મું.—કડવું ૧ લું.

સતીરે સીતાનેચરણે લાગુંજી, નિરમળ વાણી અવિચળમાગુંજી.

ઢાળ.

માગુંછુંરે શુધ બુધ મનોહર સ્વામી સારંગપાણ.
ગુણ વરણવુંરે હું તારા મને આપો અવિચળ વાણ.
શિવરાતે મંડપ રચ્યો તેડીયા બહુ ભૂપ;
રૂષિ સાથે તે રાઘવ તેનું ત્રિલોકમાં નહિ રૂપ,
પાતાળના પંડિત તેડ્યાને આવ્યા ગગંન મુનિ દેવ;
રાવણ કહે હું ધનુષ ભાગું કન્યા વરૂં તતખેવ,
સતી જાનકીએ સામું જોયું, દીઠા શ્રી મહારાજ;
સ્વામી ભવોભવ હું ચરણે સેવક કેમરે વિસારો આજ.
સતી તે કેરાં વચન સુણીને હસ્યા તે શ્રી મહારાજ.

ક્ષણમાં વરૂંરે હું જાનકી તું રાખ મનમાં ધીર;
કરજોડી પુરી ભણે જેનો અમરાપુરીમાં વાસ,
સ્વામીજન સૌકોની દાસ છું રઘુનાથ રાખો પાસ

કડવું ૨ જું દેશી ફેર.

રતનાગી સીતાજીએ વેણી વછોડી,શેષનાગ સુલંકી રહ્યા કર જોડી;
રોહિણીપતિ દરશન દોનેજી ધાઈ,
મુખની છબી અતી બુધી સોહીએ માંહી,
નાસિકા શુક ચંચ રસ સોઈએ,
દંત દેખીને માનનીનાં મન મોહીએ.
કંઠ ઉપર કોકિલા વારૂણ જાય,
રૂદીયામાં રઘુપતિના ગુણ ગાય;
કંઠ ઉપર કેસરી બેઠા નિહાળે,
પગ જોઇ ગજેંદ્ર ગરૂણીમાં ચાલે.
માવડી કરે કોમળ કુમકુમ કેરા,
આપ્યા ખાંડ ખજુરી કેરારે મેવા,
શણગાર સજે રાજા જનક કુમારી,
ત્યારે માનની મંડપ હેઠળ જોતી.
પધાર્યા છે રાવણનેરે રાણા,
કોઇ દંડ ન ભાગે ને હાથ ચંપાણા;
એવાં કૌતક જોઇ મુનિવર હશીયા.
એવાં વચન સુણી રાણો રોષે ભરાણા,
ત્યારે માનની મંડપ હેઠળ રહીને;

ત્યારે સીતા સુલક્ષણી સુંદરી બોલ્યાં.
સ્વામી આજ તમો મુને કેમરે વિસારી,
જુગ જુગમાં પ્રીતિ હતીરે તમારી;
ત્યારે શ્રી રઘુનાથે પલવટ વાળી.
ત્યારે અવિચળ ગુણ ધનુષ્ય ભાગ્યું,
ત્યારે ચૌદલોકમાં વાત ચાલી.
કર જોડીને પુરી કહે નંદ આવ્યો.
સતી જાનકીએ રઘુનાથ વધાવ્યો

## કડવું ૩ જું દેશી પ્રેર.

જાન લઈ ચાલ્યા દશરથ રાય, હાથી ઘોડા બહુ કળ્યા ન જાય;
કાળા કાબરાને રાતા ઘણા, સુંદર મહારાજા તણા.
લીલા પીળા ને વળી ધોળાજે, પાખરીયા પલાણીયા તે.
રથ સહેજવાળાની રચના ઘણી, જાન વખાણી રાઘવ તણી.
ભારે તે શેષનાગ પાતાળ, ગયાને રજે સૂર્ય ચંદ્ર ઝંખાય;
વહેર ભુંગળના નાદજ થાય, ક્ષણમાં પહોચ્યા દશરથરાય.
સામઇયે રાજા જનક રે જાય,
જાન જોવાને આવ્યું સહુ, હસ્તળ મસ્તળ મળીયું બહુ,
જાનજોઈને જનક હસ્યા, એ આગળ આપણ રાજા કસ્યા,
ભેટગા વહેવાઇને મળીયુંમન, જનક કહે મુજ જીવ્યું ધન,
એળચી વાળાં જળ આણીયાં, ખાંડ પાણી સર્વને પાઈયાં,
ચંદન ઓરડા ઉઘાડીયા, દશરથરાય ત્યાં ઉતરીયા,
જાંદરણીનીરે જુગત બની, પાથરણાં આપ્યાં પાથરી,

ઘોડાની ઘોડારો ઘણી, વિવિધ કરીશુ માફ્રા તણી,
પાલખકે મુકો પરસાળ, સામી દિસેછે અતી રસાળ,
માતા તે અંજન કરે, કંકુ ચંદન રઘુપતિને ધરે,
માતા તે મનમાં ભણે, રખે કુંવર કોઇની દૃષ્ટિએ પડે,
ભરત શત્રુઘ્ન, રઘુપતિ વીર, વર પાસે બેઠા ત્રૈણે વીર,
માતાજી ચિંતા નવ કરશો, તમો રક્ષા કરીશુંરે રાઘવ અમો,
એતો કહીએ કરણુ રૂપ,સૂર્ય વંશી મહા મહોટા ભૂપ,
ધનુષતો એણે ભાજીયું,બાણાસુરનું કુળ લાજ્યું,
આવ્યા જનક બોલ્યા વાયકા, કલુવો લઈ ચાલી નાયકા,
નગરમાં એક નારી જે, કલુવો લઇને ચાલી તે,
ગાતી ને વાતીરે જે ઘેર જાય, ઘણું સંતોષ્યારે દશરથ રાય,
કૌસલ્યા બાઈએ દીધાં માન, સઊકોને આપ્યાંરે ફોફળપાન,
જનકની જે વહુ દીકરી, તેને તે ફોફળ આપ્યાં ગણી,
તોરણ છંદે નાચે મોર, મંડપમાં દીસે ઘમઘોર,
મંડપમાં એક ઉભાં સતી, તેણે નવરાવ્યાં મહા સતી,
ગોત્રજ આગળ બેઠાં સીત, રાઘવજીશું પૂરણ પ્રીત,
ગોત્રજમાએ વર આપીયો,રૂદે કમળ માંહે ચાંપીઓ,
દશરથરાયના જાયા ધીરધર્યા, રઘુનંદન વરઘોડે ચડ્યા.

## કડવું ૪ થું દેશી ફેર.

હાહોને તીર તાણ્યા, વાજિંત્ર વીણા વાગેજી,
ચંચળ અશ્વે ચડ્યા રઘુનંદન, ઢોલ દદામા વાગેજી;
જાનરણીઓ વરની સંગાથે, ગીત મધુરાં ગાયજી,

જોવા મળીયા લોક નગરના, રાઘવ કોણે દીઠાજી,
કેડ ઉપર કટી મેખળા સોઇએને, પાયે નૂપુર વાગેજી,
સીતાનો વર શોભીતોરે, કોડ બ્રહ્માદિક રામજી,
કર કોમળ ગ્રહી રહેજોરે, સુંદરી થાશે જન્મનું કામજી,
પુરીના રે પ્રભુશ્રી રઘુનંદન, ડલ કમળ દલ રામજી,

## †કડવુ ૫ મું દેશી ફેર.

એવા તોરણે આવ્યા રઘુવર રાય, સાસુ પ્રેમ પનોતાંજી પાં-
ખવા જાય.
નાક સાહીને નિરખ્યા શ્રી અંતર જામી, મારી લાડ લડુકી
રૂડો વર પામી.
ગજે ધાટ ધાલીને મંડપમાંરે આણી, રાજા જનકની રાણી
સભામાં વખાણી.
એની ચોરીએ ચોતર્ફે હીરની દોરી, રાજા જનક કહે સીતા
રામપેંગોરી.
ત્યારે મધુરીશી વાણુ કૌસલ્યા બોલે, નવખંડમાં નહિ મારા
રામની તોલે.
સીતા પહેલું મંગળ વરત્યું રઘુરાયે, ત્યાંતો અશ્વ સરીખાં
દાન અપાય.
સીતા બીજું મંગળ વરત્યું રઘુરાયે, ત્યાં તો ગવરી સરીખાં
દાન અપાય.
સીતા ત્રીજે દશરથ રાયે હસવુંરે કીધું, ત્યારે શ્રી રઘુનાથે

† આ કડવું વર તોરણે આવે ત્યારે પણ ગવાય.

મહા દાન લીધું.

સીતા ચોથે મંગળે અતીસેં નેહ, ત્યાંતો સીતા સુલક્ષણી સુંદરી દેહ.

ત્યાંતો બાવનપુરની થાળીરે આણી, ત્યાંતો ડુંગરપુરની ઝારીરે આણી.

કસાર પીરસે રાજા જનકની રાણી,

કંસાર પીરશો તે રૂડીરે રીતે.સીતા રામ જમ્યાં તે પૂરણ પ્રીતે,

વરકન્યા રહ્યાં છે બેહુ કરજોડીવરકન્યા સજોડાનાં ભામણાં લીજે.

કડવું ૬ ઠું દેશી ફેર.

ઉત્તમ જળ ઉષ્ણોદક મૂક્યાંને, જાનને નાવણ કીજેજી;
પાયે પીરોજીને સુના આંટણીયો, તો જાનને વાસણ દીજેજી.
બાવનપુરની થાળી અણાવોને. ડુંગરપુરની ઝારીજી;
વાડકા વિજાપુરી આણોને. સુવર્ણ કળસ હાથજી.
કાઠાતે ઘઉંનો કસાર પીરસોને, માંહી માળવીયો ગોળજી;
ઘી તો ગવરી કેરાં પીરસોને, ખોબલે પીરસો ખાંડજી.
સેવો તો સશુધ પીરસોને. પાપડ પુનમ ચંદ્રજી;
શાક તો સુરણનાં પીરસોને, રાયતાંનો નહિ પારજી.
કેર કરપટને લીલાં કરમદાં, કેરી અનોપમ સારજી;
ભાત તો કમોદનો પીરસોને,દાળ ચંપાના છોડજી.
દૂધ તો જોટાનાં પીરસોને, બાચકે બુરા ખાંડજી;
શાક પાકનો પાર ન લઈએને, સંતોખી સર્વે જાનજી.
શુધ આચમન લઇ બહારે પધાર્યાને. આપ્યાં ફોફળપાનજી;
પેરામણીનો સમય થયોછે ને, જે જોઈએ તે લીજેજી.

દશરથરાયને સુનાનું ટીલુંને, રઘુનંદનને જનોઇજી.
પાંચે વસ્ત્ર રઘુનંદનને ને, હાથે સુનાના વહેડજી.
કૌસલ્યા સતીને ઝાલ ઘડાવોને, પ્રેમેશુ આપીને પહેરોજી.
જાદરણી જુલતાનની સાડીને, માંડવે આવીને પહેરોજી.
ઘરચોળાં ઘટ કોડી અણાવોને, પાટણનાં પટોળાંજી;
સાત સરાં સુનાં અણાવોને, રૂપઇએ નહિ પારજી.
સાત વરસનાં છે સીતા સુંદરી, રમકડાં લઈ આવોજી;
રમકડાં રઢીઆળાં દોસેને, સીતાને મન ભાવેજી.,
સાત વરસનાં સીતા સુંદરી, ગડબડ માંહી જાયજી.
સીતાની માયે શ્રીરંગ તેડાવ્યાને, કરજોડીને પૂછેજી.
અમારી સીતાને તમો સુખ દેજોને, ચઉદ ભુવનના ભૂપજી;
સીતાને શીખામણ દીધીને, તુંછે કુંવરી મારીજી.
રઘુનંદનજીનાં વચન સુણજેને, છતજ વધશે તારીજી;
સીતાબાઈ તો સાસરે ચાલ્યાંને, દાદાના દેશ મૂક્યાજી.
સીતા વના તો સૂનું લાગેને, તુળશીના ક્યારા સૂકાયાજી;
પાછું વાળી જુઓ સીતા પનોતાંને, વીરાને દોની આશીષજી.
ઘણું વર્ષ જીવજો વીરાજી મારાને, ભાભીના નવરંગ ઘાટજી.

## કડવું ૭ મું દેશી ચાલતી.

ધન ધન દશરથ તાતને, ધન કૌશલ્યા માતજી;
શીવરા મંડપ જીતીયોને, લાવ્યા સીતા નારીજી.
સારે પાસે રમો રઘુનંદન, ગોરને આપો દાનજી.

## વર કન્યા પરણી ઊઠે તે વખતનાં ગીત.

### ગીત ૧૦૦ મું.

ઢોલા ઢમકયા ને વર વહુના હાથ મળ્યા,
જાણે ઈશ્વર પારવતીના સાથ મળ્યા;
*છૈયે ખોળે તે ઘાલ્યું ખાસડું, એણે ઘેર ઘેર માગ્યું સાસરૂં,
એને કોઈએ ન આપ્યું સાસરૂં, મારા કીયાભાઈએ આ-
પ્યું સાસરૂં.
છૈયે ખોળે તે ઘાલી ખીચડી, એણે ઘેર ઘેર માગી દીકરી;
એને કોઈએ ન આપી દીકરી, મારા કીયાભાઇએ આપી દીકરી.
છૈયા હાથ પારેવો લેજોરે, મારૂં માણેક મેલું થાશેરે;
મારા હીરલાનું પાણી જાશેરે,
મારી કેઈ બેનનો હાથ હીરે જડયો, પેલા જીયાવરનો હાથ
ખસે ભર્યો.

### ગીત ૧૦૧ લું.

ઉઠયાં પરણીને જે સમે જાનકી, વધ્યો હઈયામાં હરખ
વિવાહ થકી;
મળી શાણી સાહેલીને સુંદરી, બોલી બોલ અતોલ ખુશી ભરી;
સખી સાંભળ કહું એક વાતડી, મારી આજ શીતળ થઈ છાતડી;
મારો હાથ હરિવરે ઝાલીયો, મને અખંડ ચૂડો એણે આલીયો;
વર પામી સુંદરવર વિઠ્ઠલો, મેં તો કાને સુણ્યોતો તે દીઠલો;

*છોકરાવાળાં હોય તેણે "છોકરીએ ખોળે તે ઘાલ્યું ખા-
સડું" વગેરે ઉલટાવીને કહેવું.

મને પળ ન ગમે હવે પીયરમાં, મારૂં મન મોહ્યું શામ શરીરમાં;
વર મળીયો મને છેલ વાંકડો, હવે શીદને ન રાખીયે આંકડો;
વર પામી હું તો વરણાગીયો, મેંતો ભવોભવ એ વર માગીયો.

## ગીત ૧૦૨ જું.

વહેવાઈ અમારે આંગણેરે, નાચે કળાયલ મોર;
નોબતખાનાં દરબારમાંરે, થાય શરણાંઈયોના સોર.
કીયાભાઈતે સૂબા શહેરનારે, કીયાભાઇ દેશ દીવાન;
કીયાભાઇ તે ભોગવે સાહ્યબીરે, કીયા ભાઇ ચલવેછે રાજ.
રાજ દરબાર રાજા તણોરે, હસ્તી ઝુલે છે દરબાર;
કીયા તે ભાઇનો બેટડોરે, તે રૂપ તણો ભંડાર.
બત્રીસ લક્ષણ બહુ ગુણીરે, ચૌદ વિદ્યા ગુણ જાણ;
ચંદ્ર સરખો નિશાએ શોભે. પ્રભાત સમેનો ભાણ.
જડીત્ર જનોઇ શોભતુંરે, આભૂષણે ભરીયું અંગ;
શેરીએ રમે સોહામણો, દેખી વહેવાઈને લાગ્યો રંગ;
બેટી તે આપી પોતા તણીરે, થયા કીયા ભાઈ ન્હાલ;
કરજોડી કરે વિનતીરે, અમ ઊપર રાખજો વહાલ.
કીયા ભાઈ તમને વિનવુંરે લાગો કીયા ભાઈને પાય;
કન્યાદાન વિવિધ કરી. જીયોવર પરણીને ઘેર જાય.
કેઇ વહુ વહેવાણુ તમને વિનવું, આવી કરો અમારી અરજ..
કન્યા પામ્યાં કોડામણી, હવે નથી તમારી ગરજ
વર કન્યા સુખ ભોગવો, ને કરજો કુશળ ક્ષેમ
અજરામર જોડું રેહો, વહેવાણો રાખજો પ્રેમ

## વર કન્યા કોબે આવે ત્યારે ગાવાનાં ગીત.

### ગણેશ પૂજા.

### ગીત ૧૦૩ જું.

પ્રથમ ગણપતિનું નામ લીજે, કન્યાબાઇના વિવાહનાં કારજ કીજે;
કન્યાબાઇના વિવાહનાં કારજ જાણી, ગણેશને બેસાડ્યા પાટ માંડી.
ચોરંગી ભીંત ધોળાવો, શિંદુરના ગણપતિ લખાવો;
ગણેશ લખ્યા શિંદુરને ચુંદર, ગણેશનું વાહન ઊંદર.
મહેશ્વર ગોર તેડાવો, તેની પાસે પ્રતિષ્ઠા કરાવો;
પોતાની મહીઆરી તેડાવો, તેની પાસે ગણપતિ પૂજાવો.
અબીલ ગુલાલને શિંદુરે, ગણેશની પૂજા ઉગમતે સૂર;
ચોખા ફોફળનેરે થાળી, દીપક મૂક્યાછે અજવાળી:
અગર ધૂપ દેવડાવો, શમીપત્ર શેવંત્રાં ચડાવો;
ગણેશને ચડાવોને ચૂઓ, વર કન્યા અમી દૃષ્ટિએ જુવો.
ગણેશને મોગરો ચડાવો, જીયાવરને મોતીડે વધાવો;
ગણેશને ચડાવોને કંકુ રૂડું, કન્યાબાઈનું હેવાતન હજો ઊંડું.
ગણેશને ચડાવોને કરેણાં, કન્યા બાઈ પહેરો નવાં ઘરેણાં;
ગણેશને ચડાવોને પાત્રી, અખોવન કન્યા બાઇની ઘાટડી.
ગણેશને ચડાવોને ઘોઇ, અખોવન કન્યાબાઈની ફોઇ.
ગણેશની પૂજા ઘણેરી થાય, ચડાવોને જાસુસનાં ફૂલને જાય;
ગણેશને કહીએ આકરૂડ, ઉજવળ દંતને લાંબી સુંડ.
ગણેશને કહીએરે બાળા, ગણપતિ બેઠા છે દુંદાળા;

શુધ બુધ લાભને લક્ષ, ગણેશને મોદક મૂક્યા ભક્ષ.
ગણેશને મોદકનો અહાર, વર કન્યા ચોરીમાં જમજો કસાર;
જમણે ઝારીને ડાબે ત્રિશૂળ, ગણપતિ વિઘ્નને કરજો દૂર.
વિવાહે તો વિઘ્ન ઘણેરાં થાય, તે માતા અંબિકા કરજો સાહ્ય;
શુધ બુધ બેહુ છેરે જોડે, મહીઆરી ગણેશ પૂજે કોડે.
ગણેશ પૂજીને માગજો સાર, આપશે કન્યાબાઇનો બાપ;
ગણેશ પૂજીને માગજો આંબા, આપશે કન્યાબાઇના મામા.
ગણેશ પૂજીને માગજો હીરા, આપશે કન્યા બાઇના વીરા;
ચોક વચે સાથીઆ પૂરાવો, કનકના બાજઠીઆ ઢળાવો;
કન્યા બાઇને પીળિયાં પહેરાવો, તેને સુરજી પાઠ સંભળાવો,
સૂરજ બ્રાહ્મણ આવ્યાં ચાર, તે તો દેછે આશીર્વાદ,
આશીર્વાદ એવોરે દેજો, રાંદલમાના જેવડું હેવાતન હજો,
જેટલું સૂરજને આયુષ એટલું જીયાવરને હજો,
કંકણ શોભે રાતે ચૂડે, મનોરથ અંબિકા માતા પૂરે,
કંકણ શોભંતીરે ચૂડી, કન્યાબાઈ દીસંતી બહુ રૂડી,
કન્યા બાઈનાં મામો ને મામી આવે; મોસાળામાં થર પાને-
તર લાવે,

વહેવાઈ ઝાણું લઇને જાય, કન્યા બાઇ પીળિયાં પહેરીને નાહ્ય.
ત્રાંબાની કથરોટ મંગાવો, ઉપર માંચીઓ ઢળાવો,
કોરા કરબડીયા મંગાવો, આંબાનાં પાંદડાં અણાવો.
ચાર સોહાશણ તેડાવો, પાણી સાટે દુધડીએ નવડાવો;
અંગુછે દીલ લોવરાવો, ઝીણાં પાનેતર પહેરાવો,

કંકુની પીયળ કરાવો, કન્યા બાઇને ગોરચ પૂજાવો.
અબીલ ગુલાલે પૂજા કરાવો, શમી પત્ર શેવંત્રા ચડાવો.
આવડો વાંધોરે શું થાય, અમારે તો લગન વહી જાય,
લીલી બાણીરે કન્યાબાઈ, સાસરે લીલા લહેર કરજો;
પીળી બાણીરે કન્યાબાઈ, પીયુ સાથે પ્રીત ઘણેરી કરજો;
રાતી બાણીરે કન્યા બાઇ, સાસરે રાજ્ય ઘણેરાં કરજો;
કાળી બાણીરે કન્યા બાઇ, કંથનાં કણાંરે કરજો.

## મસ્તક પૂજા.

મસ્તક હરી પદરે પામી, ગાઈશું ગરૂવલા ગામી.
સ્વામી ચંતેશુ સંભળાવો, સાગર બૂડતાં તારો.
સ્વામીએ કૃપારે કીધી, બુડંતા બાંહ્યડલી લીધી,
રૂક્ષમણી બોલડોરે બોલે, હઈઆમાં હરખ અતોલે;
કામની કાગળ લખાવે, કહેજો શ્રી કૃષ્ણજી ઘેર આવે.
છાના વાલમ ચલાવે, રખે અમ તાત જાણે,
વાલમ વાડીમાં પેખે, જાગે શ્રી દ્વારિકાં દેખે.
વાલમ વાડીમાં જઈ સૂતા, જાગ્યા શ્રીદ્વારિકામાં પોતા.
વાલમ વાડીમાં ઉતરિયા, છાના શ્રી કૃષ્ણજીને મળીયા,
બેઠા કૃષ્ણ ને બળભદ્ર ભાઇ, જાનની કરોને સજાઈ.
પ્રાણનાથ પોળે પાખરીયા, ભીમક સામા જાતાં મળીયા.
જાન વિદ્રુપામાં આવી, વાગ્યાં બહુ ઢોલ ને શરણાઇ,
જાન વિદ્રુપામાં પહોચી, રૂક્ષમણી આનંદે ડોલી.
રૂક્ષમણી અંબિકા પૂજવા ચાલી, બ્રાહ્મણ વેદ ભણે વનમાળી.

ચોખા કેકુળને થાળી, દીપક મૂકયા છે અજવાળો.
રૂક્ષ્મણી અંબિકા પૂજે કોડે, શ્રી કૃષ્ણ ચડ્યા વરઘોડે.
પૂજી અરચીને પાવલે લાગે, હઇઆમાં હરિવર માગે.
સખીની સાથે છેરે બાળા, આગળ હતા કહાન ગોવાળા.
રગઝગ ન કરશોરે ભાઈ, વર વરો દેવ મુરારી.
જો જાણશે શિશુપાળ, તો થાશે કલેશ અપાર.
શિશુપાળે જાણીછેરે વાત, હઈઆમાં હરખ્યા શ્રી વૈકુંઠનાથ.

---

મોહ્યો મુખને મરોડે, મોહ્યો ભૃકુટીને જોડે.
નાથ બડ્યો નેહને ફંદે, મોહ્યો હાર ગલુબંદે.
અનિરૂદ્ધ બાંધ્યો પ્રેમને પાશે. મોહ્યો ચંદનનેરે વાસે.
મોહ્યો મદગલ સુગંધે, મોહ્યો ચૂડા બાજુ બંધે.
મોહ્યો હસ્તને કમળે, મોહ્યો ઉરકુંભસ્થળે.
મોહ્યો અલકા લટે, મોહ્યો કેસરી કટે.
મોહ્યો પેરણુ કાળી, મોહ્યો નાકનીરે વાળી.
મોહ્યો અરગજાને બેહેકે, મોહ્યો ચાલનેરે લેહેકે.
મોહ્યો હસ્તને નમને, મોહ્યો હંસીને ગમને.
મોહ્યો ઝાંઝરડીને ઝમકે; મોહ્યો ઘુઘરડીને ધમકે.
દેખી એક સ્તંભ ઓખા ધામ, તેણે વિસર્યું દ્વારિકાં ગામ.
ઘણું ભક્ષ ભોજન પામ્યો આપ, તેથી વિસર્યો માબાપ.
ઓખા સ્નેહ વિષે સાગર, તેણે વિસર્યો રત્નાગર.

---

નાથ્યો નાથ્યોરે નાથ્યો, હીરની દોરડીએ નાથ્યો;

કન્યા બાઇ ગોરડીએ નાથ્યો, નાથ્યો નાથ્યોરે નાથ્યો,
બેવડ રાસડીએ નાથ્યો, કન્યા બાઈ ગરાસણીએ નાથ્યો;
નાથ્યો નાથ્યોરે નાથ્યો, રૂપાની વાડકડીએ નાથ્યો.
કન્યાબાઇ લાડકડીએ નાથ્યો, નાથ્યો નાથ્યોરે નાથ્યો.
બેવડ સુતળીએ નાથ્યો, કન્યાબાઇ ફુટડીએ નાથ્યો.

---

અમારાં કન્યાબાઇ પારણામાં સૂતાં, ત્યાં તુંતો માંકણીયો થઇ સરજ્યો;
માંકણીએ રખવાળી કીધી, ત્યાં અમે દેવ કન્યા દીધી.
અમારાં કન્યાબાઇ ચોટામાં રમતાં, ત્યાં તુંતો સાંઢીયો થઈ સરજ્યો;
ત્યાં તુંતો શેરડીના બરછા ચરતો;
સઘળા પારધી આવ્યા ધાઈ, એને કોઇ ન મારશો ભાઇ,
એછે અમારો જમાઈ;
કીયાભાઈ બેઠાછેરે મેડી, જીયાવરને આણ્યોછે ઘેર તેડી.
કહો સાહેબ કહો મેહેરબાન, હું છું તમારો ગુલામ.
કહો તો ઝારી જોડા સાહું, કહોતો આગળ દોડયો જાઉં,
કકડો ખાજું આપો તો ખાઉં, નીકર ઘરનો ઉંદર થાઉં.
કયાં વહુનાં લૂઘડાં કરડી ખાઉ.

## ગીત ૧૦૪ થું.

સો હાશકો લાડુ પાવડી, 'અંબાવ મોરી માવડી;
સો હાશકો લાડુ લલુવો, અબોખા લઇએ કલુવો;

અભોખા લઇએ કલુવો, સો હાશકો લાડુ લલુવો;
સો હાશકો લાડુ પાની, વર મા આવીછે નાની,
વર મા આવીછે નાની, સો હાશકો લાડુ પાની;
સો હાશકો લાડુ આંગળી, જાનૌતર આવીછે પાંગળી;
જાનૌતર આવીછે પાંગળી, સો હાશકો લાડુ આંગળી.

## કસાર જમતી વખતનાં ગીત.

### ગીત ૧૦૫ મું.

કસાર પીરસવાને આવેરે કન્યાની માડી,
હું કન્યાછું નાનીરે હરિવર છે મોટા.

### ગીત ૧૦૬ ઠું.

વર કન્યા જમેરે કસાંર ઉપર કીયાં બહેન ટળવળેરે,
લીધોછે ચકલીનો વેષ કે પડયા દાણા વીણી ખાયરે,
લીધોછે બલાડીનો વેષકે થાળીના કાના ચાટી ખાયરે.

### ગીત ૧૦૭ મું.

કન્યાબાઇને કસાર ન ભાવેરે જીયોવર તો હુચે હુચા મારેરે,
કન્યા બાઇતો સકાળમાંથી આવીરે, જીયાવર તો દુકાળમાંથી
આવ્યોરે.

## વર કન્યા લઈ જતી વખતનાં ગીત.

### ગીત ૧૦૮ મું.

અમે ઈદડીયો ગઢ જીત્યાંરે આનંદ ભયો,
અમે દીકરો પરણાવીને ઊઠચાંરે આનંદ ભયો;

લોક કહેશે કીયા ભાઇ જૂઠારે, આનંદ,
એ તો દીકરો પરણાવીને ઊઠયારે, આનંદ૦
લોક કહેશે કીયાભાઇ સાચારે; આનંદ૦
એ તો દીકરી પરણાવીને નાહારે. આનંદ૦

## ગીત ૧૦૯ મું.

અડક દડક ભાંય ચીકણી રાફળ લળી લળી જાયરે.
કીયાભાઇ તમારેને માંડવે કીયા ભાઈ જીતીને જાયરે;
શુંરે જીત્યારે જીતા વળી પડારે પટોળે ભાતરે.
ભાત પડીરે ભાંજે નહી ગઇરે દેશાવર વાતરે,
નાગરી નાત છે દોહ્યલી માગી ન આપે ખાટી છાશરે;
કીયા ભાઈએ આપીછે બેટડી સર્યાંરે અમારાં કાજરે,

## ગીત ૧૧૦ મું.

આજરે ચાંદો ને સુરજ રે ચડયા બે આજ,
આજરે મોટાંનો કુંવર પરણીઓ બે આજ;
આજરે લાડવાયો લાવ્યો લાડણી બે આજ.
આજરે બહુ સુજનો કુંવર પરણીઓ બે આજ,
આજરે કીયા ભાઇને હઇડે હરખ ઘણો બે આજ.

## ગીત ૧૧૧ મું.

સાહ્યબો સોરંગી લાડી લઇ વળ્યો,
લઇને વળ્યોરે રંગ મહેલમાં;
થર થર ધ્રુજે ગોરીનો જીવરે, રેશમીઓ રેજો. સાહ્યબો.

ડોશીડાને હાટે ઘોડો અડી રહ્યા,
ચુંદડી વસાવતાં લાગી વારરે, રેશમીઓ રેજો. સાહ્યબો.
સુનીડાને હાટે ઘોડો અડી રહ્યો,
ઝુમણાં વસાવતાં લાગી વારરે, રેશમીઓ રેજો. સાહ્યબો.
ગાંધીડાને હાટે ઘોડો અડી રહ્યો,
શ્રીફળ વસાવતાં લાગી વારરે, રેશમીઓ રેજો. સાહ્યબો.

## ગીત ૧૧૨ મું.

છોરે મેં તુને માળીડો વારીઓ,
મારી શેરીએ ફુલડાંનો વેર કુંવર ઘેર આવીઓ;
રાણીજાયો કુંવર ઘેર આવીઓ, બહુ સુજનો કુંવર ઘેર આવીઓ;
મોટાનો કુંવર ઘેર આવીઓ, લાડકડો કુંવર ઘેર આવીઓ.

## વર કન્યા ઘેર આવે ત્યારે પાંખેછે તે વખતનું ગીત.

## ગીત ૧૧૩ મું.

રાજાએ પુંખેછે રાજણીરે, કીયા ભાઈને ઘેર છે કીયાં વહુ રાજણીરે,
વર વહુ પાંખવા કોણ સખી સાંચર્યુંરે, વર વહુ પાંખવા કિયાં વહુ સાંચર્યારે.

## કન્યા લઈ આવીને ઘરમાં બેસે તે વખતનાં ગીત.

## ગીત ૧૧૪ મું.

વહુ આવી વહુ બારણે આવી, છઈઆને છંછેડતી આવી,
ભઈઆને ભંભેરતી આવી, મારૂં તારૂં કરતીરે આવી;

વહુરે વહુ તુંતો કુળ વહુરે,
અમારા ઘર દેવે ન દીઠાં, તેરે વહુતેં કેમ કરી દીઠાં.

## ગીત ૧૧૫ મું.

થાળ ભરૂંરે સગ મોતીડે, માંહીરે સુનૈયાની ઇંટરે.
આવરે વહુવારૂ તને દેખાડું, તારા સાસરીઆંની રીતરે;
થાળ ભરૂંરે સગ મોતીડે, માંહીરે સુનૈયાનો કટકોરે.
આવરે વહુવારૂ તને દેખાડું, તારી જેઠાણીનો લટકોરે.
થાળ ભરૂંરે સગ મોતીડે [illegible]

## છોકરીને સાસરે વળાવતી વખતનાં ગીત
## ગીત ૧૧૬ મું.

[illegible], [illegible] બેનને સાસરે વળાવોરે,
સાસુડી ગાળ ન દેશોરે, ગાજે તો ગળગળાં થાશેરે.
હાક્તો હળહળી જાશેરે, કેઈ બહેનતો સયડકે સૂકાઈ જાશેરે.
સાસુ છે ઠગણી ને ધૂતારીરે, લેશે બહેનનાં ચીર ઉતારીરે,
કેઇ બહેનને શિરામણ શેવૈયોરે, કેઈ બહેનને બપોરે બે પોળીરે.
કેઈ બહેનને સાંજે સાકર ઘોળીરે.

## છોકરીને સાસરે વળાવતી વખતનાં ગીત.

## ગીત ૧૧૭ મું.

સવામણ સુનાની દીવીરે, અધમણ રૂપાનું ચાડુંરે દીવી મુ-
કો માંડવા હેઠરે,

થાય મારા સાજનને અજવાળુંરે,

દાદા વિનવજોરે કીયા ભાઇ, તમને કીયાં બેન કેવાં વહાલાંરે,
જાણે મારા હઈયાના હારરે. જાણે મારી કોટનાં માદળીયાંરે

### ગીત ૧૧૮ મું.

વર ઊભો વડલાની છાંય, પારવતી ઊભાં તપ કરેરે;
દાદા મુજને કલ્યાં હોય તે આપો, હુંતો થઈછું ઉતાવળીરે
દાદે આપ્યાં શતગવરીનાં દાન, પારવતી ચાલ્યાં સાસરેરે.

### ગીત ૧૧૯ મું.

લીલુડા વાંસની વાંસળી શેરીએ વાજંતી જાયરે,
રાજા તે બાપની બેટડી કેઈ બહેન સાસરે જાયરે.

### ગીત ૧૨૦ મું.

માંડવે સોલ્લુરે અજવાળાં કે દીવડી કયાં ગઈરે;
બાપજી લળી લળી પૂછે કે દીવડી કયાં ગઈરે;
બાપને વહાલાંરે કેઈ બહેન તેરે સાસરે ગયાંરે,
કુળનો દીવો તે મારા કીયા ભાઈ તે મારે ઘેર રહ્યારે.

### ગીત ૧૨૧ મું.

આવ્યો આવ્યો ચૌટડાનો ચોર લાખેણી લાડી લઇ ગયોરે;
આવ્યો આવ્યો નગર ધૂતારો લાખેણી લાડી લઇ ગયોરે;
આવ્યો આવ્યો કીયા ભાઈનો બેટો લાખેણી લાડી લઇ ગયોરે.

### કાંકણ દોરા છોડતી વખતનું ગીત.

### ગીત ૧૨૨. મું.

ત્યાં માનની મંગળ ગાય. છબીલા દોરડો નવ છુટે;
જે વિધિએ બાંધ્યો કર માંહી, રંગીલા દોરડો નવછૂટે

તારે દોરડે દસ ગાંઠ છ૦ તે કેમ કરી છૂટી જાય, રં૦
તારો પ્રધુમ્ન પિતા તેડાવ, છ૦ સંવરની દાસી તેડાવ, રં૦
બળીઓ હળધારી તેડાવ, છ૦ જે રોહિણીનો કુમાર. રં૦
જો આવે રૂક્ષ્મણી વડીઆઇ.છ૦ તારો પિતા મહા જદુરાય રે.
જે છાશ પીને ઉછરીઓ, છ૦ જેને આહીરે મોટા કરીઓ. રં૦
નંદ ગોકુળનો અધિકારી. છ૦ સંગે જસોદા સહીઆરી. રં૦
ઉગ્રસેન બોખલાને કહાવે. છ૦ જો વસુદેવ ડોસલો આવે. રં૦
પેલી આવે દેવકી ડોશી, છ૦ ગરગાચાર ઘરનો જોશી. રં૦
સંબુઆ તેડાવો કાકા, છ૦ અનિરૂદ્ધ બુધ કરી થાકયો. રં૦
તારા ભ્રાતનો પાર ન થાય, છ૦ જો લાગે અમને પાર. રં૦
અનિરૂદ્ધ દોરડો છોડે, છ૦ ઓખા હાથ ધરી રહી કોડે. રં૦
મળ્યો જાદવનો પરિવાર, છ૦ ત્યાં વડવો આવ્યો મુરાર રં૦.
છોડયો અનિરૂદ્ધ સુખદાય, છ૦ હવે છોડેછે કન્યાય. રં૦
યશ થાય ને વાગે ઢોલ, છ૦ ગાય સખીઓ કરે કલ્લોલ. રં૦
તારા શિવજીને તેડાવ, છ૦ સંગે ઉમીઆજીને લાવ. રં૦
પેલી આવે નાગી કોરડાઇ. છ૦ ઠુંઠો આવે બાણ પિતાય. રં૦
તારી માતા આવે લલિતાય, છ૦ તારે હઇડે હરખ ન માય. રં૦
તારો કૌભાંડ મિત્ર સોભાગી, છ૦ ચિત્રલેહા આવે અનુ-
રાગી. રં૦
તારા હિમાચળને તેડાવ, છ૦ સાથે મેનકા માતાને લાવ. રં૦
જો આવે અષ્ટકુળ પર્વત, છ૦ જો ભાઈ આવે ગણપત. રં૦
શુધ બુધ ભોજાઈ તેડાવ, છ૦ તારા સહીયર સાથને લાવ. રં૦

કર ધરી રહ્યા અનિરૂદ્ધ, છ૦ નહીં છોડયા કેરી શુદ્ધ. ૨૦
છોડયા ઓખાએ કરી બુધ, છબીલી દોરડો નવ છૂટે૦

**ચાચરની પુજા કરીને પછી પાંખેછે તે વખતનું ગીત.**

ગીત ૧૨૩ મુ.

ચાચરીયાંનો સચોરે સોરંભ ચાચર પૂજા કોણે કરીરે,
કીયા ભાઈને ઘેર છે કીયાં વહુ ચાચર પૂજા તેણે કરીરે.

---

# ભાગ ૩ જો

## અઘરણીનાં ગીત.

ગીત ૧૨૪ મું.

ધનને પહેલો તે માસ આદરીઓરે, ટઉકે મેવારે;
ધનની સૈયરોને જાણ કરાવોરે, ટઉકે૦
ધનને બીજો તે માસ આદરીઓરે. ટઉકે૦
ધનને ફેર ઉલટી ઘણી આવેરે. ટઉકે૦
ધનને ત્રીજો તે માસ આદરીઓરે, ટઉકે૦
ધનને માથાની શીશ અપારરે, ટઉકે૦
ધનને ચોથો તે માસ આદરીઓરે, ટઉકે૦
ધનના સ્વામીજીને ખબર કરાવોરે. ટઉકે૦
ધનને પાંચમો તે માસ આદરીઓરે, ટઉકે૦
પાંચમા માસે રાખડલીઓ બાંધીરે, ટઉકે૦
ધનને છઠ્ઠો તે માસ દરીઓરે. ટઉકે૦

ધનને મહીઆરીએ ખબર કરાવોરે, ૮ઉકે૦
ધનને સાતમો તે માસ આદરીઓરે, ૮ઉકે૦
ધનના વીરાને ખબર કરાવોરે, ૮ઉકે૦
ધનને આઠમો તે માસ આદરીઓરે. ૮ઉકે૦
ધનના વીરા મામેરાં લાવેરે, ૮ઉકે૦
ધનને નવમો તે માસ આદરીઓરે, ૮ઉકે૦
ધનને કર્માન્તર કરાવોરે. ૮ઉકે.૦
દસ માસે તે કહાન કુંવર જનમ્યારે. ૮ઉકે મેવારે

## ગીત ૧૨૫ મું

સરસ્વતિ સ્વામીને વિનવું, ગણપત ચરણે હું નમું;
રતિ વહુને તે પૂછે રાણી રૂક્ષ્મણી, વહુઅર શારેવનારે અણુમનાં.
મારી સાસુજી આગળ કહેતાંરે લાજું, મને ફેર ઉલટરે આવે ઘણી;
એક માથાની શીશે નિદ્રારે ના આવે, મને ઊંઘ આળસ આવે ઘણાં.
વહુઅરકેરાં વચન સુણી, આનંદ પામ્યાં રૂક્ષ્મણી;
ઊગ્યો સોળ કળારે લઇ ચંદ્ર પુનમ, મુખ કમળ જાણે પદ્મિની.
હઈડે હર્ષ કરીને વાતજ કરૂં, તમે સાંભળો સારંગપાણી;
આપણી રતિરે વહુને સીમંત આવ્યું, સ્વામી આપણે ઘેર સોહ્યલો.
સુનાં મંગાવો નવલા ઘાટ ઘડાવો, આપણી રતિ વહુને પહે-

રાવીએ;

પકવાન પડાવોને મંદિર ધોળાવો, ગોરીને ગોખે તે રતન જડાવીએ.

મૃગનયનીને મહિયર જાણુ કરાવો, ધનનાબાપનેલખોરે કંકોતરી

એક કાકોરે લખજોને મામોરે લખજો, ઘણું કરી લખજો વીરો લોભીઓ.

એક કાકોરે આવ્યો ને મામોરે આવ્યો, એક ન આવ્યો વીરો લોભીઓ.

મારા લોભીઆ વીરા લોભ ન કરીએ, અવસરે આવીને ઊભા રહીએ.

મોડ મોડીયાં મારે ઘેર ઘણેરાં, વીરાના મોડનીહાંસો ઘણી.

એક ઘાટ ઘરચોળાં મારે ઘેર ઘણાં, વીરાના ઘાટાની હાંસો ઘણી.

ચાવળ મોતીના ચોક પૂર્યા, રતન માંડ્યાં બેસણાં.

રૂષિ નારદ આવીને મંદિર બેઠા, બળભદ્ર લખેરે કંકોતરી.

લખો ભીમ યુધિષ્ઠિર, નકુલ સહદેવ.

અર્જુન સોતાં દ્રૌપદી, લખો બાળપણાનાં મિત્ર સુદામા.

ભાભી આવ્યાં ભુદરજીને ભેટવા, લખો સંધ્યા ને શારદા ચંદ્ર ને રોહિણી.

ગણપતિને ગોત્રજ ઘણા, જીરે સોળ સહસ્ત્ર સુંદરી મળી.

ચાલી જસોદાને દરબાર, ધન નવરાવવા.

જીરે ખાંડની ખેળો ઉકાળીએ, જીરે ઉષ્ણોદક શીનાંરેકર્યાં.
અણાવો ગંગાનાં નીર ધનને નવરાવવા. નવરાવેરે સોહાસ-
ણ ચાર.
ધન નાહી ઊઠીયાં, ધનને ગોત્રજ રન્નાદે ત્રુઠીયાં.
ધન નાહી ધોઇ પહેરો સાડીરે, તમને ત્રુઠયાં છે ગોત્રજ
માડીરે.
ધન નાહી ધોઈ પહેરો ચોળીરે, તમને ત્રુઠયાં છે અંબા
ભોળીરે.
ધન નાહી ધોઈ પહેરો ચીરરે, તમને ત્રુઠયા છે હનુમંત વીરરે.
એક સુનીનો બેટો ને ગોખજ બેઠો, તું તો ઘડજ મોડાતી
ધનની રાખડી.
કાળું કાપડલુંરે અણાવો, હનુમાનની મળીરે અણાવો.
ચાર ચૌટાની રજરે અણાવો, રાખડલીને રત્ને જડાવો.
રાધાબાઈ પાસે રાખડી બંધાવો, બાંધે અર્જુન ઘેર નારી.
રાખડલી બંધામણ સાડી, તે તો આપે રતિ વહુની માડીરે.
રાખડી બંધામણ હીરા, તે તો આપે રતિ વહુના વીરા.
રાખડલી બંધામણ આંકા, તે તો આપે રતિ વહુના કાકા.
રાખડી બંધામણ આક, તે તો આપે રતિવહુના બાપ.
રાખડી બંધામણ આંબા, તે તો આપે રતિ વહુના મામા.
મલપંતી માલણ ઘેર આવે, સવા લાખનાં ચોસર લાવે.
ચોસર પહેરે રતિ વહુ રાણી, તમારા સસરાજી સારંગપાણી.
ચોસર પહેરો રતિ વહુ ગોરી, દ્રવ્ય ખરચે તમારોરે ઘોરી.

ચોસર પહેરો રતિવહુ રંભા, તમારે તેજે ત્રિભુવન થંભ્યા.
ચોસર પહેરૂં તો રજે ભરાય, નવ પહેરૂં તો નણદી દુભાય.
માડી મોડ માલણડી લાવે, સાસુ લીલડા જગ પથરાવે.
નણદી રામી સમી ડગલાં ભરાવે, ડગે ડગે સુનઇયા મૂકાવે.
રતિ વહુ કાંકરમાણી, રતિ રૂપ અનોપમ સાર.
તે તો આપે રતિ વહુના બાપ.

## ગીત ૧૨૬ મું.

ગોરા ગોરા પાંચાને ગોરી કળાઓરે,
હું તમને પૂછું મારી ધન વહુ ગોરીરે;
તમારીરે માતાએ શી સાધર પૂરીરે,
તાંજળજાની ભાજીને માંહી ઝાઝાં મીઠાંરે.

તે રે ખાઇને ધન ઢોલીએ સૂતાંરે,
રાતના ચાર પહોરે હગી હગી તુટયાંરે;
માડીના જાયા ઊંઘોછો કે જાગોરે,
પાણીના લોટા ભરી ભરી આપોરે.
ગોરા ગોરા પાંચાને ગોરી કળાઓરે,
હુંએ તમને પૂછું મારી ધન વહુ ગોરીરે;
તમારાંરે સાસુએ શી સાધર પૂરીરે,
ઊનાં ઊનાં ખાજાં ઉતરતી જલેબીરે.
તે રે ખાઈને ધન ઢોલીએ પહોઢયાંરે,
રાતના ચાર પહોરે ઘસઘસ ઘોર્યાંરે;
સાસુના જાયા ઊંઘોછો કે જાગોરે,

પાનનાં બીડાં વાળી વાળી આપોરે.

## ગીત ૧૨૭ મું.

નાની શી નથ મારા નાકમાં સમાય,
મોટી પહેરૂં તો મારી નથ ઝોલાં ખાય;
ઝીણા મારૂજી હો રાય.
ધોધાનો ધાઘરો બુરાનપુરી ચીર,
અતલસનું કાપડું તે રહ્યું ઠીકા ઠીક; ઝીણા૦
વંતાકના શાકમાં જીરાનો વધાર,
કીયા ભાઇનો દીકરો તે ગામનો સરદાર; ઝીણા૦
તાંજળજાની ભાજીમાં મરચાંનો વધાર,
કીયા ભાઈનો દીકરો તે ગામનો ઉતાર; ઝીણા૦

## ગીત ૧૨૮ મું.

એક જીરૂં તે જીરૂં જીરૂંરે,
એક જીરાના દસવીસ છોડરે; કીયા ભાઇને ગામ ગયાના કોડરે,
તમે ગામ જવાદોને ગોરીરે, પહેરોને ચરણાને ચોળીરે,
હું તો ચરણા ચોળી પહેરીને ધ્રાઇરે; ઘેર આવોને કેઇ
બેનના ભાઇરે.

## ગીત ૧૨૯ મું.

મેડી દાદરે થકી ઉતરો ગોરીરે, પહેરોને ચીર ચંપા વર્ણી
ચોળીરે;
ગોરીરે તારે તે કેટલા માસરે, પહેલોરે માસને બીજો અ-
પવાસરે;

અન્ન ન ભાવે ને નિદ્રા ન આવેરે,ખોળે બેસાડી પીયુડો પૂછેછે વાતરે.

## ગીત ૧૩૦ મું.

હાંહાંરે સાહ્યબા અરજ કરૂં, સલામ કરૂં.
ધનને નખ છોલ્યાં લીંબુ ભાવે;
ખાજાં જલેબીની સાધર સાસુજી પુરાવે. હાંહાંરે૦

## માતાજીની સ્તુતીની ગરબી.

જગદીશ્વરી જગદંબિકા માતા, તારૂં ધરીએ નિરંતર ધ્યાન,
શકિત બળવાન, અંબે તને વંદિએ.
આધ માયા અખંડિત સુખ દાતા તમે આપો રૂડાં વરદાન,
રાખો અભિમાન, અંબે તને વંદીએ;
જળ સ્થળ તરૂવરને વિષે, તારી સત્તા અતિશે જણાય.
કળા ન કળાય, અંબે તને વંદિએ;
શક્રાદિ સ્તુતિ તારી ગાય, તારી કૃપા સદા સર્વદા દીસે;
નમી તુજ પાય અંબે તને વંદીએ
સર્વ હાથ દોરીછે દેવિ તારે, તારી ઇચ્છાથી ચાલે આ યંત્ર;
તમે છો સ્વતંત્ર, અંબે તને વંદીએ,
સૃષ્ટિ કાર્ય કીધુંછે તમે ભારે. નવ જાણે કોઇ તારો મંત્ર,
ગુપ્તછે એ તંત્ર અંબે તને વંદિયે;
સર્વ સંકટ વિઘ્નને નિવારો, કરો સેવકની સંભાળ.
તમે સર્વ કાળ, અંબે તને વંદીયે,
દયા દીન દયાળી દીલેધારો; અમે અલ્પજ્ઞ તારાં બાળ,
કરો પ્રતિપાળ અંબેતને વંદીએ,

માત તાત ત્રિભુવનની રાણી, તારૂં કૃત્ય કોથી નવ થાય;
સ્તુતિ શી કરાય, અંબેતને વંદીએ.

વખાણી.

વેદ શાસ્ત્ર વીષે શક્તિ શુભ કાર્ય કરાવો સદાય,
તમે મહંમાય અંબે તનેવંદીયે;
તારા ચરણ તણું શરણ ધારીએ, રાખો ભક્ત જન ત-
ણી લાજ.

કરો શુભકાજ, અંબે તને વંદીયે,
અનુગ્રહોસદા સંભારિયે; સર્વમિત્ર કુટુંબ સમાજ,
મંગલ ગણિ આજ, અંબે તને વંદિયે.
ભુવનેશ્વરી ભવસિંધુ અધરો, તારી કૃપા વિના ન તરાય;
કરો સર્વ સહાય, અંબે તને વંદિયે,
તમે જરા નજર જો નવકરો. કાર્ય કિંચિત્ અમથી ન થાય.
વૃથાશ્રમ જાય અંબે તને વદિયે;
શુદ્ધ ભક્તિ દેવિ તમને ગમે, નવ ગમે જૂઠો તને દંભ.
સદા જગદંબ અંબે તનેવંદિએ.
મન વાંછિત કાર્યકરોતમે;તારો સત્યજછે અવલંબ,
કરો ન વિલંબ અંબેતને વદીયે.
સત્ય પક્ષ તને છે અતી વહાલો, ઝળકાવે સત્યનાં નિશાન;
રાખો ભક્ત માન અંબે તને વંદીયે,
તારે દ્વારથી નવ જાય કોઇ ઠાલો. તમે કરો સદા કલ્યાણ,
કૃપાનાં નિધાન અંબે તને વંદીએ;

ધન્ય ધન્ય ઈશ્વરી આજનો દિન, કીધો કરૂણા તણો વિસ્તાર.
તમે તો અપાર, અંબે તને વંદીએ,
કાર્ય સર્વ રહ્યુંછે કૃપાધીન; તમે કરો સદા ઉપકાર,
અમે વારંવાર અંબે તને વંદીએ.
સૌભાગ્ય સંપત્તિ સદા આપો, ક્ષમા કરી તમે અપરાધ;
દ્યો આશીર્વાદ અંબે તને વંદીએ,
દુઃખ દારિદ્ર સંકટ ભયકાપો.નવ થાય કિંચિત વિવાદ;
તારોછે વસાદ અંબેતને વંદીએ;
કુંકુમાક્ષત પુષ્પ વધાવીએ, સર્વ અર્ચનના ઉપચાર.
કરો અંગીકાર અંબે તને વંદીએ,
અભિવંદન કરી આરાધીએ; સુખી રાખો સંતતિ પરિવાર,
જગત આધારઅંબેતને વંદીએ.
પ્રતિપાલન ધર્મ દેવિ તારો,વિના તુજ નથી કો વિરામ;
તારી ધરી હામ, અંબે તને વંદીયે,
વિનતિ અમારી ચિત્તે ધારો. સદા ચરણે કરીએ પ્રણામ,
પૂરોમન કામ અંબે તને વંદીએ.

